સ્વ૦ ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા—પુ૦ ૪

# કિશોર રામાયણ

દેસાઈભાઈ નાથાભાઈ પટેલ
આચાર્ય, વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડિયાદ

યુગધર્મ કાર્યાલય
મુંબઈ

સ્વ૦ ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા—પુ૦ ૪

# કિશોર રામાયણ

દેસાઈભાઈ નાથાભાઈ પટેલ
આચાર્ય, વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડિયાદ



પ્રાપ્તિસ્થાન
યુગધર્મ કાર્યાલય
૨, ઓક લેન, મેડોઝ સ્ટ્રીટ,
કોટ : મુંબઈ

પ્રકાશક

રામભાઈ હીરાભાઈ પટેલ

અનિલ પ્રિન્ટરી : ભદ્ર : અમદાવાદ



પહેલી આવૃત્તિ

ઉત્તરાયણ : સં. ૧૯૯૮

કિંમત એક રૂપિયો



મુદ્રક

ચંદ્રકાન્ત ચીમનલાલ મહેતા

# નિવેદન

'ભૂખમરાનો ઉપાય', 'નીતિશાસ્ત્રપ્રવેશ' અને 'સુશીલાનો દેવ' એ ત્રણ પુસ્તકો અમારા વડીલ સ્વ. સાંકળચંદ નરસિંહદાસ ગાંધીના સ્મરણમાં શરૂ કરેલી આ માળામાં આજ સુધીમાં પ્રગટ થયાં છે. 'કિશોર રામાયણ' આ માળાનું ચોથું પુસ્તક છે. આ પુસ્તક આ માળા માટે સોંપવા બદલ અમે શ્રી. વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડિયાદના આચાર્ય શ્રી. દેસાઈભાઈ પટેલના આભારી છીએ.

અનેક રોકાણો હોવા છતાં આ પુસ્તકની પ્રસ્તાવના મુ. શ્રી. નાનાભાઈએ લખી આપી છે. તે બદલ અમો તેમના અત્યંત ઋણી છીએ. વળી આ પુસ્તક બહાર પાડવામાં અમને મદદ આપનાર શ્રી. રામભાઈ પટેલ અને શ્રી. શંકરદત્ત શાસ્ત્રીનો પણ આ સ્થળે અમે આભાર માનીએ છીએ.

આ પુસ્તકની કિંમત ઓછી રાખવા ઇચ્છા હતી, પરંતુ આજે પ્રવર્તતી કાગળ વગેરેની અતિશય મોંઘવારીને કારણે તેમ કરી શકાયું નથી.

ગૂજરાતનાં કિશોર બાળકોને આ પુસ્તક ઉપયોગી નીવડશે એવી આશા સાથે વિરમીએ છીએ.

પોષ સુદ ૧૫, ૧૯૯૮ **મણિલાલ સાંકળચંદ ગાંધી**

**અમદાવાદ**

# ઉદ્દેશ

મને રામાયણનું પારાયણ ખૂબ ગમે છે. કંઈ નહિ તો પ્રત્યેક હિંદુએ ભક્તિભાવે તે વાંચવું જોઈએ એમ હું માનું છું.

વિસાપુર જેલમાં મને અવકાશ મળ્યો ત્યારે ગૂજરાતનાં બાળકો સમક્ષ વાલ્મીકિ રામાયણ સરળ અને ટૂંકાણમાં મૂકવાનો મને વિચાર થયો.

આ ઉદ્દેશથી મેં 'શિશુ રામાયણ', 'બાલ રામાયણ' અને 'કિશોર રામાયણ' લખ્યાં. 'કુમાર રામાયણ' લખવાની ઇચ્છા હતી, પણ અવકાશને અભાવે તેમ કરી શક્યો નહિ.

એમાંથી આ 'કિશોર રામાયણ' ગાંધીભાઈઓના સદ્‌ભાવને પરિણામે પ્રસિદ્ધ થાય છે. જો ગૂજરાતનાં કિશોર બાળકોને આ રામાયણ કોઈ પણ રીતે લાભકારી થઈ પડશે તો હું મને સદ્‌ભાગી સમજીશ.

મારી ક્ષતિઓ કોઈ બતાવશે તો ભવિષ્યમાં તે સુધારીશ.

ઉત્તરકાંડને હું વાલ્મીકિ રામાયણનો અંશ ગણતો નથી અને તેથી આમાં તે કથાનો સમાવેશ કર્યો નથી.

વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, **દેસાઈભાઈ પટેલ**
**નડિયાદ**, તા. ૨૦-૧૨-'૪૧

મારા હૃદયમાં ચિરંજીવ રહેલી

મારી સદ્ગત પુત્રી

**સરસ્વતીને**

# સમાવેશ

# આપણો અણમોલ વારસો

રામાયણ ને મહાભારત આપણી પ્રજાનો અણમોલ વારસો છે. વ્યાસ તેમજ વાલ્મીકિએ એ ગ્રંથોમાં એવું તો કંઈ જાદુ ભર્યું છે કે એ ગ્રંથો લખાયા ત્યારથી માંડીને આજ સુધી આપણે એ ગ્રંથોનાં પાત્રોમાં આપણાપણું અનુભવ્યું છે. આપણી આખી પ્રજાની આશાઓ, ચિંતાઓ, કલ્પનાઓ, મહેચ્છાઓ, સ્ખલનો, આદર્શો બધું ય આ કવિઓએ આ બે ગ્રંથોમાં એવી ખૂબીથી વણી દીધું છે કે એ ગ્રંથો આટલા જૂના થયા છતાં આજે પણ હજી તાજા જ હોય એવા લાગે છે.

આવા આપણા અણમોલ વારસાનું આપણે કાળજીથી જતન કરવું ઘટે. આજ સુધી આપણાં ઘરોમાં ને આપણાં મંદિરોમાં, આપણે ચોરે ને આપણે ચૌટે, આપણા ડાયરાઓમાં અને આપણી સભાઓમાં, આપણા સારાનરસા અવસરોએ ને મેળાસંમેલનોમાં આ જતન અનાયાસે થઈ જતું. પણ આપણા આ નવા યુગમાં આવા જતનને થોડોક ધક્કો લાગ્યો છે.

આ ધક્કાને પહોંચી વળવાનો શ્રી. દેસાઈભાઈનો આ એક પ્રયાસ છે. આપણી કિશોર પ્રજા પાસે પ્રજાનો

આ અણમોલ વારસો ધરીને શ્રી. દેસાઈભાઈએ આપણી એક કિંમતી સેવા કરી છે.

પુસ્તકની કિંમત મૂળ રામાયણના વસ્તુમાં તો છે જ; પણ તે ઉપરાંત કિશોરો સમજી શકે તેવી ભાષામાં અને તે પણ રંગાયેલા હૃદયથી રામાયણ ઉતાર્યું તેમાં છે. શ્રી. દેસાઈભાઈએ પ્રસ્તાવનામાં ન લખ્યું હોત તોપણ રામાયણ તરફની તેમની ભક્તિ આખાય પુસ્તકમાં સ્પષ્ટ તરી આવે છે. બનવાજોગ છે કે બીજા કોઈ લેખકે આવું જ રામાયણ વધારે પ્રસન્ન ભાષા વાપરીને લખ્યું હત; બનવાજોગ છે કે બીજા કોઈ લેખકે આવું જ રામાયણ પ્રસંગોના ઉઠાવો વધારે મનોહર કરીને લખ્યું હત; બનવા-જોગ છે કે બીજા કોઈ લેખકે આવું જ રામાયણ વાલ્મીકિના હૃદયમાં વધારે ઊંડા ઊતરીને લખ્યું હત; પણ શ્રી. દેસાઈભાઈના કરતાં વધારે ભક્તિથી બીજો કોઈ આવું રામાયણ લખી શક્યો હત કે કેમ તેની મને શંકા છે. આપણી કિશોર પ્રજાને આવી ભક્તિથી આદિ-કવિ પાસે લઈ જવી એ આપણી નાનીસૂની સેવા નથી.

આવી સેવા બદલ હું શ્રી. દેસાઈભાઈને અભિનંદન આપું છું. સાથેસાથે જે ભાઈઓએ શ્રી. દેસાઈભાઈની આવી સેવાને પારખી લીધી અને એને મૂર્ત રૂપ આપી પ્રજા પાસે રજૂ કરી તેમને પણ હું ધન્યવાદ આપું છું.

ગ્રામ દક્ષિણામૂર્તિ
**આંબલા.** તા. ૨૯-૧૨-'૪૧

**નાનાભાઈ ભટ્ટ**

# બાલકાણ્ડ

## ૧

## ચાર ભાઈ

સરયૂ નદીને કિનારે આવેલી અયોધ્યા નગરીમાં દશરથ નામે રાજા રાજ્ય કરતા હતા. એ બહુ ડાહ્યા, શૂરવીર અને ધર્મશીલ હતા. તેઓ પ્રજાને પોતાનાં છોકરાંની જેમ પાળતા હતા અને પ્રજા તેમને બાપની જેમ ચાહતી હતી. રાજાને ત્રણ રાણીઓ હતી; સૌથી મોટી કોસલ દેશના રાજાની કન્યા કૌસલ્યા, વચલી સુમિત્રા અને છેલ્લી કેકય દેશના રાજાની કન્યા કૈકેયી. એમને બધી વાતે સુખ હતું, પણ એક વાતે દુઃખ હતું. તેઓ ઘરડાં થવા આવ્યાં હતાં, છતાં તેમને એક પણ પુત્ર નહોતો.

રાજાને અને રાણીઓને ઘણી વાર મનમાં ઓછું આવતું કે અમારા આવડા મોટા રાજ્યનું શું થશે? અને અમને ઘડપણમાં નિરાંત કોણ અપાવશે? છેવટે રાજાએ એક દિવસ પોતાના કુલગુરુ વસિષ્ઠને બોલાવીને નમ્રતાથી પૂછ્યું: 'મહારાજ! અમે ઘરડાં થવા આવ્યાં છીએ, છતાં અમને એક પણ સંતાન થયું નથી. એવો કોઈ ઉપાય છે કે જેથી અમને સંતાન થાય?'

વસિષ્ઠે જવાબ આપ્યો: 'પુત્રેષ્ઠિ યજ્ઞ કરાવો તો પુત્રપ્રાપ્તિ થાય.'

દશરથ રાજાએ તરત જ ગુરુજીને પૂછ્યું: 'મહારાજ, યજ્ઞ કઈ રીતે કરાવવો?'

વસિષ્ઠે રાજાને કહ્યું: 'જુઓ, અગર, ચંદન, લોબાન, કેસર વગેરે સુગંધી દ્રવ્યો, તલ, જવ, સરસવ, ડાંગર વગેરે ધાન્યો, દૂધ, દહીં, ઘી, સાકર, મધ એ પંચામૃતો તથા સુખડ, વડ, ખાખરો, અંગેડો વગેરે લાકડાંની સમિધો, આમ વિવિધ યજ્ઞસામગ્રીઓ ભેગી કરાવો. યજ્ઞ કરવામાં કુશળ એવા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવો તથા સમર્થ તપસ્વી ઋષ્યશૃંગ ઋષિ પાસે આ યજ્ઞ કરાવો.'

રાજાએ તો યજ્ઞની બધી સામગ્રી ભેગી કરાવી, સુંદર વેદી રચાવી. કેળ ને આસોપાલવનો મંડપ બંધાવ્યો. પછી ઋષ્યશૃંગ પણ આવ્યા અને બીજા બ્રાહ્મણો પણ ભેગા થયા. વેદીમાં સમિધ મુકાયાં, અગ્નિ પ્રગટાવાયો અને આહુતિઓ અપાવા લાગી [illegible]

ઝાળો નીકળવા માંડી. આખું વાતાવરણ બ્રાહ્મણોના મંત્રોથી ગાજી રહ્યું અને યજ્ઞની સુગંધીથી ભરાઈ ગયું. આમ કરતાં કરતાં છેલ્લી આહુતિ અપાઈ અને તરત જ દેદીપ્યમાન કાન્તિવાળા અગ્નિદેવે દર્શન દીધાં. એમનું શરીર તેજથી ઝળહળતું હતું અને એમના હાથમાં સોનાનો થાળ હતો તથા તેમાં ખીર હતી.

અગ્નિદેવે રાજાને કહ્યું: 'રાજા, હું તમારા યજ્ઞથી પ્રસન્ન થયો છું. લો આ ખીર, રાણીઓને ખવરાવજો, એટલે તેમને છોકરા થશે.' આમ કહીને રાજાને ખીરનું પાત્ર આપીને અગ્નિદેવ અંતર્ધાન થઈ ગયા.

રાજા ને રાણીઓ તો ખુશ ખુશ થઈ ગયાં. બ્રાહ્મણો, વસિષ્ઠ ગુરુ તથા ઋષ્યશૃંગ અને નગરજનોને પરમ સંતોષ થયો.

રાણીઓએ હર્ષપૂર્વક ખીર ખાધી એટલે યોગ્ય સમયે તેમને પુત્ર જન્મ્યા. કૌશલ્યાને પેટે રામનો જન્મ થયો, સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન એમ બે પુત્રો થયા તથા કૈકેયીએ ભરતને જન્મ આપ્યો. આ ચાર પુત્રોમાં સૌથી મોટા રામ. રામ અને લક્ષ્મણની એક જોડી થઈ તથા ભરત અને શત્રુઘ્નની બીજી જોડી થઈ. રામ અને લક્ષ્મણ—એક શરીરે શ્યામ અને બીજા શરીરે ગોરા—જ્યારે સાથે હોય ત્યારે તેઓ બહુ રૂપાળા લાગતા હતા.

દિવસો પર દિવસો જવા લાગ્યા અને છોકરાઓ તો જોતજોતામાં મોટા થયા; ભણવા લાગ્યા. ભણવાગણવાની

ઉંમર થઈ એટલે તેઓ રાજમહેલ છોડીને વસિષ્ઠ ગુરુના આશ્રમમાં ભણવા રહ્યા. તેઓ રોજ સવારમાં પ્રાતઃ-કર્મથી પરવારી લે, સ્નાનસંધ્યા કરી લે, ગુરુજીને અને ગુરુપત્નીને પગે લાગે, આશ્રમ વાળેઝૂડે ને લીંપેગૂંપે, નદી-માંથી પાણી લઈ આવે, જંગલમાંથી લાકડાં કાપી લાવે, વાડીમાંથી ફળફૂલ ઉતારી લાવે, ઘાસબીડમાં ગાયો ચારી આવે, વસ્તીમાંથી ભિક્ષા માગી લાવે. આવી રીતે ગુરુજીના ઘરમાં રહે ને કામ કરે તથા ભણેગણે.

આમ કરતાં કરતાં દિવસો પર દિવસો ગયા ને વરસો પર વરસો ગયાં. એ તો ખૂબ ભણ્યાગણ્યા; રાજાને જરૂરી એવી બધી વિદ્યા શીખ્યા. તેઓ ઘોડે ચડતાં, રથમાં બેસીને લડતાં, સર્વ પ્રકારનાં શસ્ત્રાસ્ત્ર વાપરતાં તથા યુદ્ધ કરતાં શીખ્યા. તેઓ શાસ્ત્રો પણ ભણ્યા તથા વ્યવહારનીતિ પણ શીખ્યા.

હવે ચારે જણ ભણીગણીને, હોશિયાર થઈને, ગુરુજીના આશીર્વાદ લઈને ઘેર આવ્યા. છોકરાઓને જોઈને માબાપનો ને પ્રજાનો આનંદ માતો નથી. તેઓ વિવેકી, વિનયી, ચતુર, બહાદુર, બુદ્ધિમાન ને જ્ઞાની છે. તેઓ સાદા, નીરોગી, શાન્ત, દાન્ત, ઉદાર, બલવાન, આનંદી અને શીલ-વાન છે. એમના ગુણથી એ બધાંના દિલમાં વસી જતા; એ બધાંના થઈ જતા ને બધાં એમનાં થઈ જતાં. એમને જોઈને બધાંની આંતરડી ઠરતી. આવા એ છોકરા. તેમાં રામ જેમ ઉંમરે સૌથી મોટા હતા, તેમ ગુણે, રૂપે, જ્ઞાને ને પરાક્રમે એમ સર્વ રીતે બધાથી શ્રેષ્ઠ હતા. સૌ એમના ઉપર વારી જતાં.

૨

# વિશ્વામિત્રની સાથે

એક દિવસ દશરથ રાજા દરબારમાં બેઠા બેઠા પુત્રોને પરણાવવા માટે બધાંની સાથે વિચાર કરતા હતા. તેવામાં ત્યાં એકાએક મહામુનિ ભગવાન વિશ્વામિત્ર આવી ચડ્યા. આખી સભાએ ઊઠીને તેમને નમસ્કાર કર્યા તથા રાજાએ પગે લાગીને પૂજા કરી અને આસન પર બેસાડીને વિનયપૂર્વક પૂછ્યું : 'ભગવાન, બહુ દહાડે દર્શન દીધાં! મારું રાંકનું ઘર આજે પાવન કર્યું. શા માટે પધારવું થયું? મારા સરખું કામકાજ ફરમાવો.'

વિશ્વામિત્રે કુશળ સમાચાર પૂછીને કહ્યું : 'મહારાજ, હું યજ્ઞ કરું છું. જ્યારે હું દીક્ષા લઈને બેસું છું ને યજ્ઞ શરૂ થાય છે, ત્યારે રાક્ષસો દોડી આવે છે અને મારો યજ્ઞ અભડાવે છે. મેં દીક્ષા લીધેલી હોય છે એટલે મારાથી તેમને કશું કરી શકાતું નથી. આમ હોવાથી મારાથી યજ્ઞ કરી શકાતો નથી. મારા યજ્ઞનું રક્ષણ કરી શકે એવું એક જ જણ છે, ને તે તમારા રામ છે. તમે મને રામ આપો. મારો યજ્ઞ પૂરો થશે એટલે હું તમને એ પાછા સોંપીશ.' વિશ્વામિત્રનાં વચન સાંભળીને રાજા તો હબકી જ ગયો. ક્યાં રામ ને ક્યાં રાક્ષસો? રામ નાના, કોમળ, સાદા

અને સીધા; પણ રાક્ષસો મોટા, કઠોર, કપટી અને વાંકા. એટલે લેવાઈ ગયેલે મોંએ કહ્યું: ‘મહારાજ, રામ યજ્ઞનું રખવાળું શી રીતે કરી શકે? પહાડ જેવા રાક્ષસોની આગળ તેનું શું ગજું? કહો તો હું આવું, કહો તો મારી ચતુરંગ સેના મોકલું. તમારે બીજું જે કંઈ જોઈતું હોય તે માગો. ધન, ધાન્ય વસ્ત્ર, અલંકાર, જર, જમીન, પશુ જે કંઈ માગવું હોય તે માગો. પણ રામને લઈ જવાની વાત જવા દો.’

વિશ્વામિત્રને ખોટું લાગ્યું. તેમણે દશરથ રાજાને ઉત્તર આપ્યો: ‘સૂર્યવંશમાં જન્મેલો દશરથ રાજા આપેલું વચન પાળતાં અચકાય એ તો આજે જ જાણ્યું. આવું જાણતો હોત તો માગવા જ ન આવત. રાજા, તમારે વચન પાળવું હોય તો પાળો ને ન પાળવું હોય તો ના પાળતા. તમને લોક જૂઠા કહેશે. તમારે ફાવે તેમ કરો.’

રાજા વચન પાળતાં અચકાય છે એ જોઈને વસિષ્ઠ ગુરુએ તેમને કહ્યું: ‘મહારાજ, તમને મોહ થયો છે. રામને તમે સામાન્ય કોટિના ન માનતા. તમે ખંચાવ છો શા માટે? રઘુવંશી કદી વચન તોડે? વળી વિશ્વામિત્ર ઋષિ રામની માગણી કરે તે કાંઈ વગરવિચાર્યે ન કરે. એ રામને લેવા આવ્યા છે એમાં એમની કેટલીય મહેચ્છાઓ અને યોજનાઓ હશે! એમના જેવાને હાથે કદી કોઈનું અકલ્યાણ થાય નહિ. માટે તમે મોહ છોડી દઈને તેમની સાથે રામને ખુશીથી મોકલો.’

વસિષ્ઠ ગુરુનાં વચનથી રાજાનું મન માન્યું અને તેમણે રામને બોલાવીને કહ્યું: 'બેટા રામ, ભગવાન વિશ્વામિત્રને પગે લાગો. એ તમને લેવા આવ્યા છે. એ જ્યારે યજ્ઞ કરે છે ત્યારે રાક્ષસો આવીને તે અભડાવે છે ને યજ્ઞ પૂરો થવા દેતા નથી. તેથી તમારે એમના યજ્ઞનું રખવાળું કરવા જવાનું છે.'

વિશ્વામિત્રની સાથે જવાનું સાંભળીને એ તો ખુશ થઈ ગયા. જુદા જુદા પ્રદેશો જોવાના મળશે, અનેક પ્રકારના અનુભવો થશે અને રાક્ષસોની સાથે લડવાની તક મળશે એવા વિચારથી રામનું હૃદય ફૂલી ઊઠ્યું. તેમણે દશરથને કહ્યું: 'પિતાજી, હું જવા તૈયાર છું; પણ મારી સાથે લક્ષ્મણને આવવા દો. લક્ષ્મણ વગર મારાથી ના રહેવાય અને મારા વગર લક્ષ્મણથી ના રહેવાય.'

એટલે રાજાએ બન્નેને જવાની રજા આપી. તેઓ બંને તૈયાર થયા. બંનેએ શરીર પર વીરને છાજતો પોશાક પહેરી લીધો, હાથમાં ધનુષ લીધું, ખભે ભાથાં ભરવ્યાં અને મુનિની સાથે જવા માટે તૈયાર થઈ ગયા. પહેલા તેઓ માતાને પગે લાગ્યા ને માતાએ આશીર્વાદ આપ્યા—ખેમકુશળ પાછા આવવાના. પછી તેમણે પિતાને વંદન કર્યાં અને પિતાએ હિંમત આપી—'બહુ પરાક્રમ કરજો.' છેવટે તેમણે ગુરુજીને નમસ્કાર કર્યા અને ગુરુજીએ ઇચ્છા દર્શાવી—'વિદ્યા સફળ થાઓ.'

હવે ત્રણે જણ નીકળ્યા. આગળ વિશ્વામિત્ર અને પાછળ રામ-લક્ષ્મણ એમ ત્રણે જણ ચાલ્યા.

## ૩

# તાટકાવધ

ફળફૂલ જોતા, વનવૃક્ષ નિહાળતા, પશુપક્ષી અવલોકતા તથા ગામડાં, શહેરો, જંગલો, પર્વતો, નદીઓ, નાળાં વગેરે ઓળંગતા તેઓ આગળ ને આગળ ચાલતા હતા. માર્ગમાં ઋષિજી તેમને વાતો કહેતા, ગમ્મત કરાવતા, જ્ઞાન આપતા અને જુદાં જુદાં સ્થળોના ઇતિહાસ કહેતા.

જતાં જતાં એક મોટું ઉજ્જડ વન આવ્યું. અંદર ઝાડોની ઘટા હતી, ધોળે દહાડે પણ અંધારું ઘોર લાગે એવી ઘટાઓ હતી. પશુપક્ષીઓનો પાર નહોતો ને ફળફૂલનો શુમાર નહોતો. છતાં વનમાં કોઈ માણસનો ઘણુસારો જણાતો નહોતો. વન આખું નિર્જન હતું.

આવું મોટું, રૂપાળું પણ નિર્જન વન જોઈને રામે પૂછ્યું: 'મહારાજ, આ વનમાં કેમ કોઈ માણસનો ઘણુસારો નથી ? આવું સારું વન છે છતાં કેમ નિર્જન છે ?'

રામના પ્રશ્નથી ખુશ થઈને મુનિએ કહ્યું: 'આ વન તાટકા નામે રાક્ષસીનું છે. રાક્ષસો તો મનમાં આવે તેવાં રૂપ ધારણ કરે; ઘડીમાં માણસ થાય, ઘડીમાં પશુ થાય, ને ઘડીમાં શુંનું શું થઈ જાય! એમનામાં દયા ના મળે,

એ માણસોને પણ ખાઈ જાય. એ બડા કપટી, અને ભલભલાંને છેતરીને મારી ખાય. તાટકા બાઈ માણસ છે, છતાં રાક્ષસી હોવાથી બહુ બળવાળી છે. એ પોતાના આ વનમાં કોઈને પેસવા દેતી નથી અને જો કોઈ આવે તો તેની સાથે લડે છે, તેને મારી નાંખે છે ને ખાઈ જાય છે. આ કારણથી આ વન નિર્જન છે. રામ, તાટકાનો ત્રાસ અસહ્ય છે.'

ઋષિજી આમ વાત કરતા હતા અને રામ–લક્ષ્મણ સાંભળતા હતા. તેવામાં ભયંકર ગર્જના સંભળાઈ. દૂર દૂર ધૂળના ગોટા ઊડતા દેખાયા અને બન્ને ભાઈ ચમક્યા. તરત જ વિશ્વામિત્ર બોલી ઊઠ્યા : 'રામ, સાવધાન થાવ, તૈયાર થઈ જાવ; આ ગર્જના તાટકાની છે. એ ધસમસતી આવે છે તેથી પેલી ધૂળ ઊડે છે; એને આપણી ગંધ આવી છે ને આપણને ખાવા આવે છે.'

એટલામાં તો રાક્ષસી ધસમસતી આવી પહોંચી. તાડ જેટલું ઊંચું શરીર, પર્વતના શિખર જેવું માથું, વડની મૂળીઓ જેવા જાડા વાળ, ઝાડના થડ જેવા પગ, તથા પર્વતની ગુફા જેવું પેટ, જમરાજની દાઢ જેવું ડાચું ફાડીને, દાંત કચકચાવતી ને લપલપ જીભ કાઢતી તે આવી પહોંચી.

રામ સાવધાન થયા ને લક્ષ્મણ તૈયાર થયા. રામે ધનુષ ઉગામ્યું, ચાપ પર બાણ ચડાવ્યું, કાન સુધી ખેંચ્યું ને હમમમ કરતું તે છૂટ્યું. વીજળીવેગે જતા બાણે તાટકાને વીંધી અને તે કારમી ચીસ પાડીને જમીન પર પડી. કેટલાંય ઝાડ ભાંગી ગયાં ને ધૂળના ગોટેગોટ ઊડ્યા. પળ વારમાં રાક્ષસી મરી ગઈ. સૌને સુખ થયું; નદી નાળાં,

પહાડપર્વત, ઝાડપાન, પશુપક્ષી અને જનજનાવરને સુખ થયું.

રામનું ચાપલાઘવ જોઈને વિશ્વામિત્રે આનંદમાં આવી જઈ તેમને ભેટીને કહ્યું: ‘ બેટા રામ, ધન્ય છે તમને, ભગવાન તમારું ભલું કરે. ચાલો, આ નદીનું નિર્મળ જળ હાથમાં લો, હું તમને યુદ્ધની દિવ્ય વિદ્યા આપું. ’

મુનિની આજ્ઞા મુજબ રામે સ્નાન કરીને હાથમાં પાણી લીધું. એટલે વિશ્વામિત્રે તેમની આંખોમાં આંખો મિલાવી, માથા પર હાથ મૂક્યો અને મનની પ્રબળ ઇચ્છા દર્શાવી: ‘ મારી બધી વિદ્યા રામની પાસે જાય. ’ તરત જ વિશ્વામિત્રની બધી વિદ્યા રામની પાસે ગઈ.

## ૬

## યજ્ઞરક્ષા

હવે ત્રણે જણ આગળ ચાલ્યા. તેઓ ચાલે, થાકે, આરામ લે, ખાયપીએ ને વળી પાછા ચાલે. આમ કરતાં કરતાં તેઓ એક અત્યંત મનોહર સ્થળે આવી પહોંચ્યા. ઝાડોની ઘટા, છોડનાં ઝૂમખાં, વેલોના માંડવા, ઠેરઠેર ઘાસ–પાંદડાંની છાપરીઓ; વલ્કલ સૂકવેલાં, સુગંધી ધુમાડાના ગોટા નીકળે, હરણાં ફરતાં નાચતાં કૂદતાં જણાય ને ગાયનાં

વાછડાં આરડતાં સંભળાય. વેદમંત્રોના ધ્વનિ કાન પાસે આવે. આવી મનને ગમી જાય એવી જગા જોઈને રામે કહ્યું : ‘ ગુરુજી, જગા કેવી રમ્ય છે ? આવા તપોવનમાં રહેવાનું કોને ના ગમે ? આમાં કોણ રહેતું હશે ? આપણે એમનાં દર્શન કરવા જઈશું ? ’

વિશ્વામિત્રે મંદ મંદ હાસ્ય કરતાં કરતાં અને રામને વાંસે વહાલથી હાથ ફેરવતાં ફેરવતાં પ્રેમથી કહ્યું : ‘ વત્સ, આજ અમારો સિદ્ધાશ્રમ. અમે બધાં એમાં જ રહીએ છીએ. અમે એમાં જ યજ્ઞ કરીએ છીએ અને રાક્ષસો અમને અહીં જ પજવે છે. ’

આમ વાત કરતાં કરતાં તેઓ આશ્રમે પહોંચ્યા. એટલે સૌ આશ્રમવાસીઓએ તેમને આવકાર આપ્યો. ઝાડપાન, પશુપક્ષી, નરનારી, બાલકબાલિકા સૌએ તેમને આવકાર આપ્યો. રામલક્ષ્મણના આનંદનું તો પૂછવું જ શું ?

ત્રણે જણને ઘણા દિવસનો થાક હોવાથી તેમણે એક દિવસ ને એક રાત સારી રીતે આરામ લીધો. પછી બીજે દિવસે સવારમાં રામે ઋષિ પાસે જઈને પગે લાગીને વિનંતિ કરી : ‘ ભગવાન, હવે અમે થાક ખાઈને તાજા થયા છીએ. આપ દીક્ષા લો અને યજ્ઞ કરવા માંડો. અમે બંને જણ યજ્ઞનું રખવાળું કરીશું. ’

વિશ્વામિત્રે દીક્ષા લીધી, રામલક્ષ્મણને આશીર્વાદ આપ્યા અને યજ્ઞ શરૂ કર્યો. મુનિ તો ન બોલે કે ન ચાલે, માત્ર યજ્ઞ કરવામાં જ મગ્ન હતા.

રામલક્ષ્મણે રખવાળું કરવા માંડ્યું. રાક્ષસો કયે વખતે ક્યાંથી આવી ચડશે એની ખાતરી ન હોવાથી તેઓ રાતદિવસ વિના આળસે રખવાળું કરવા લાગ્યા. આમ કરતાં કરતાં પાંચ દિવસ ચાલ્યા ગયા, પણ કોઈ દેખાયું નહિ. છેવટે છઠ્ઠો દિવસ બેઠો, પ્રભાત થયું ને ગયું, બપોર ચડ્યા ને પસાર થયા, નમતો પહોર થયો ને તે પણ જવાનો વિચાર કરવા લાગ્યો. યજ્ઞ પણ હવે પૂરો થવાની તૈયારીમાં હતો.

એટલામાં આકાશમાં એકદમ અંધકાર વ્યાપી ગયો, ત્રાડો ને ગર્જનાઓ સંભળાવા લાગી અને જોતજોતામાં તો રાક્ષસોએ લોહી વરસાવવાનું, માંસ નાંખવાનું ને હાડકાં વેરવાનું શરૂ કરી દીધું.

ગમે તેવા પ્રસંગને પહોંચી વળવા માટે રામ તો તૈયાર જ હતા. તેમણે એકદમ બાણો મૂક્યાં અને યજ્ઞવેદી ઉપર તેમનો અભેદ્ય મંડપ રચી દીધો. એટલે રાક્ષસોએ પોતાનું ધ્યાન યજ્ઞ તરફથી ખસેડીને રામ પર ચોંટાડ્યું. અને તેમની સાથે લડવા માંડ્યું. તેમણે ઝાડ, પથ્થર વગેરે વરસાવવા માંડ્યાં; ભાલા, શક્તિ, સાંગ વગેરે મારવા માંડ્યાં. પણ રામનાં બાણો એ બધાંનો ભાંગીને ભૂકો કરવા લાગ્યાં. આખરે રામે રીસ કરીને એક એવું પ્રભાવશાળી બાણ મૂક્યું કે રાક્ષસોનો સેનાપતિ મારીચ સો યોજન દૂર જઈને પડ્યો. વળી રામે બીજું એક તેજસ્વી બાણ મૂકીને બીજા સેનાપતિ સુબાહુના પ્રાણ લીધા. બંને સેનાપતિ ગયા એટલે રામે બાકીના રાક્ષસોનો કચ્ચરઘાણ વાળી દીધો.

આશ્રમ હવે રાક્ષસ વિનાનો થયો, આકાશ સ્વચ્છ બન્યું, અંધકાર ચાલ્યો ગયો અને ફરી પ્રકાશ દેખાયો. આખરે વિશ્વામિત્રે છેલ્લી આહુતિ આપી અને યજ્ઞ પૂરો થયો. સૌ આશ્રમવાસીઓ રાજકુમારોને ધન્યવાદ આપવા મંડી પડ્યા. અને વિશ્વામિત્રે તો રામને ભેટી પડીને કહ્યું: 'વત્સ, કોઈથી ન થાય એવું તેં કર્યું; તું ધન્ય છે.'

પછી બધાંએ ભારે ઉમંગથી ઉત્સવ ઊજવ્યો. બીજે દિવસે સવારે સ્નાનસંધ્યાથી પરવારીને મુનિની પાસે જઈને રામે પગે લાગી પૂછ્યું: 'મુનિવર, હવે શી આજ્ઞા છે?'

વિશ્વામિત્રે બંનેને ભેટીને અને આશીર્વાદ આપીને કહ્યું: 'અયોધ્યા છોડ્યે ઘણા દહાડા થયા. તમને ઘેર જવાનું મન થાય. માબાપ, ભાઈભાંડુ, સાથીગોઠિયા સૌ યાદ આવે. જુઓ, મારું કામ તમારા પરાક્રમથી પાર પડ્યું છે. માટે હવે તમને રોકી રાખવાનું કશું કારણ નથી. અમે હવે અહીંથી જનકપુર જવા નીકળીશું. ત્યાં જનક રાજા એક યજ્ઞ કરે છે અને એણે અમને બધાંને બોલાવ્યાં છે. એની પાસે એક અદ્‌ભુત ધનુષ છે. એ ધનુષની ખ્યાતિ આખી પૃથ્વીમાં છે. એ બહુ જોવા જેવું છે. જો તમારે અયોધ્યા પાછા જવાની ખાસ ઉતાવળ ન હોય તો અમારી સાથે ચાલો. ત્યાં તમને ધનુષ જોવાનું મળશે. જીવ્યાથી જોયું ભલું કરીને પછી સુખેથી તમને અમે અયોધ્યા ભેગા કરીશું. બોલો તમારી બેઉની શી મરજી છે?'

રામલક્ષ્મણે એકેઅવાજે કહ્યું: 'મહારાજ, સહુ મુનિમંડળના સાથમાં રહેવાનું મળે એવાં અમારાં ધન્ય

ભાગ્ય ક્યાંથી હોય ? આપની સાથે જવામાં એક પંથ ને દો કાજ થશે; અવનવા પ્રદેશો જોવાના મળશે, સૌના સત્સંગનો લાભ મળશે અને બીજું ધનુષરત્નનાં દર્શન થશે. માટે આપને હરકત ન હોય તો અમે આપની સાથે મિથિલા નગરી આવીશું.'

## ૫

## અહલ્યોદ્ધાર

ઋષિએ રામલક્ષ્મણને સાથે લીધા. બધો સંઘ હવે જનકપુરના માર્ગે ચાલ્યો. રસ્તામાં નદીઓ આવે, જંગલો આવે, નગરો આવે, જુદા જુદા પ્રદેશો આવે, તેની કથા-વાર્તા કરતા કરતા સૌ આગળ ને આગળ ચાલવા લાગ્યા.

એમ કરતાં કરતાં તેઓ જનકપુરની લગોલગ પહોંચી ગયા. બધાંને થયું, હવે જનકપુર બહુ દૂર નથી. એકાદ દિવસની મજલ કરી કે મિથિલા નગરી આવી જાણો.

એવામાં એક ભાંગ્યોતૂટ્યો ઉજ્જડ આશ્રમ રામની નજરે પડ્યો. આશ્રમની પર્ણકુટીઓ તૂટી ગયેલી હતી, તેમાંથી હરણો જંગલમાં ચાલ્યાં ગયેલાં હતાં, ગાયો અને તેમનાં વાછડાંનું આરડવું સંભળાતું નહોતું, કોઈ જગાએ વલ્કલ સૂકવેલાં દેખાતાં નહોતાં, ધુમાડો આકાશમાં ચડતો

નહોતો, વેદમંત્રોનો મધુર ધ્વનિ આવતો નહોતો. બધું સૂનસાન હતું. જ્યાંત્યાં ધૂળના થર બાઝ્યા હતા, બગીચાના છોડ ઝાંખરાં બની ગયા હતા, જમીનના ખાડાટેકરા થઈ ગયા હતા, પશુ, પક્ષી, કે જન–જનાવર કોઇનોય વાસ દેખાતો નહોતો. આખુંય સ્થળ અવડઅવડ લાગતું હતું.

આવો આશ્રમ જોઈને રામે મહામુનિને પૂછ્યું: 'બધી રૂપરેખા પરથી પહેલાં આ કોઈ ભવ્ય આશ્રમ હશે એમ લાગે છે. આવો આશ્રમ આજે નિર્જન અને ઉજ્જડ કેમ છે? મૂળે આ કોનો આશ્રમ? એમાં કોણ રહેતું હતું? અને આજે આની આવી દશા શાથી થઈ?'

વિશ્વામિત્રે રામને પ્રેમપૂર્વક કહ્યું: "વત્સ, આ આશ્રમ મૂળે મહામુનિ ગૌતમનો. ગૌતમ બહુ તપસ્વી. એમને અહલ્યા નામે એક પરમ સુંદર અને સાધ્વી સ્ત્રી હતી. બંને જણ આ તપોવનમાં સાથે રહેતાં હતાં અને જપ, તપ, હોમ, અનુષ્ઠાન વગેરે કરતાં હતાં. આવી રીતે તેમના દહાડા બહુ જ સુખમાં જતા હતા. અહલ્યાને ગૌતમથી સંતોષ હતો અને ગૌતમને અહલ્યાથી સંતોષ હતો. સતી અહલ્યા પોતાના યમનિયમો અને વ્રતમાં સ્થિર થઈને રહેતી હતી, પણ માંસમાટીની કાયાનો ભરોસો શો? બનવા કાળ હશે ને એક વખત આવી અહલ્યા પણ પોતાના વ્રતમાંથી ચળી. એના સ્ખલનથી શાન્ત, દાન્ત ગૌતમ મુનિને ક્રોધ ચડ્યો. તેમણે ક્રોધમાં ને ક્રોધમાં બોલી નાંખ્યું: 'અહલ્યા, તેં માણસને છાજે એવું કામ કર્યું નથી. માટે તું પથ્થર થઈને પડજે અને આ આશ્રમમાં રહેજે. જ્યારે તારું આ

પાપ ધોવાઈ જશે, જ્યારે તારું હૃદય પહેલાંના જેવું નિર્મળ અને પવિત્ર થશે ત્યારે તું પાછી હતી તેવી થઈ જશે. કોઈ મહાત્માની ચરણરજથી તારાં પાપ ધોવાશે ત્યારે તું ફરીથી માનવી બનશે.' આમ કહીને ગૌતમ તો અહીંથી ચાલ્યા ગયા અને બાપડી અહલ્યા ત્યારની શિલા બનીને આશ્રમમાં પડી છે અને ટાઢતડકો ને વરસાદ સહન કરે છે."

સૌને જબરું કુતૂહલ થયું અને તેથી બધા આશ્રમમાં ગયા. જેવો રામે પર્ણકુટીમાં પ્રવેશ કર્યો અને તેમના પગના અંગૂઠાનો સ્પર્શ પેલી શિલાને થયો કે તરત જ એક સુંદર, તેજસ્વી, સાધ્વી તપોધના સ્ત્રીએ ઊઠીને તેમને નમસ્કાર કર્યા. આવી તપોધનાની પવિત્ર અને સૌમ્ય મૂર્તિ જોઈને રામ તો ચકિત થઈ ગયા. તેમણે પણ તેને વળતા નમસ્કાર કર્યા. પછી ત્યાં ગૌતમ ઋષિ આવ્યા અને પતિપત્ની ઘણે વર્ષે મળ્યાં. તેઓ રામને ધન્યવાદ આપતાં હિમાલયે તપ કરવા ચાલ્યાં ગયાં.

આ રીતે વર્ષોથી પથ્થરરૂપે પડેલી અહલ્યાનો ઉદ્ધાર થયો. સહુ વિસ્મય પામતા, અહલ્યા સંબંધી અનેક તર્ક-વિતર્ક કરતા આગળ ચાલવા લાગ્યા.

## ૬

# ધનુષભંગ

બધાંએ થોડી મજલ કરી ત્યાં તો મિથિલાનગરીનાં વન, ઉપવન, ખેતરો, વાડીઓ, તળાવ, તળાવડીઓ, વાવો, કૂવાઓ વગેરે શરૂ થઈ ગયાં. ધાન્યથી ભરેલાં ખેતર, મીઠાં શીતળ જળથી ભરેલાં જળાશયો, ફળફૂલ, કંદમૂળ, વૃક્ષવેલા વગેરેથી ઊભરાતાં ઉપવનો વગેરેથી તૃપ્ત થતા થતા તેઓ જનકપુરની નજીક ને નજીક જવા લાગ્યા. આખરે ગગન સાથે વાતો કરતા મહેલોનાં ધવલ શિખરો દેખાયાં અને પછી તો વસ્તીનો ઘોંઘાટ પણ સંભળાવા લાગ્યો. છેવટે તેઓ જનકપુરને પાદરે પહોંચી ગયા. નગરની બહાર એક સુંદર સરોવરને કિનારે વિશાળ વડ વૃક્ષની છાયામાં સર્વેએ મુકામ કર્યો. બધાએ થાક ખાધો અને સૌ સ્નાનસંધ્યા કરવામાં રોકાયા.

વિશ્વામિત્ર ઋષિ મુનિમંડળને લઈને ગામને ગોંદરે પધાર્યા છે, એ સમાચાર મળતાં જ રાજા સફાળો ઊઠ્યો. એના હરખનો પાર ન રહ્યો. તરત જ બધી પૂજાસામગ્રી તૈયાર કરાવીને તે સાથસમેત ઋષિમુનિઓ પાસે આવી પહોંચ્યો. એણે બધાંની પૂજા કરી અને નમસ્કાર કર્યા.

ઋષિએ તેને પોતાની પાસે બેસાડ્યો અને ખબરઅંતર પૂછવા માંડી.

એવામાં બહાર ફરવા ગયેલા રામલક્ષ્મણ ત્યાં આવી પહોંચ્યા અને વિનયપૂર્વક ઋષિને નમસ્કાર કરીને બાજુમાં બેસી ગયા. તેમને જોઈને જનક રાજાને નવાઈ લાગી. તેણે વિશ્વામિત્રને પૂછ્યું: ' મહારાજ, આ બે બાળકો કોણ છે? કેવું એમનું રૂપ છે? શી એમની ગતિ છે? કેવું એમનું તેજ છે? ઉન્નત મસ્તક, ઉપર વાંકડિયા વાળનાં ઝુલફાં; વિશાળ ભવ્ય કપાળ, લાલ કમળ જેવી રાતી આંખો, સીધી ટટાર પાણીદાર ડોક, વૃષભના જેવા ખભા, સિંહના જેવી છાતી, હાથીની સૂંઢ જેવા હાથ, ખભે ભાથાં ને હાથમાં ધનુષ! મહારાજ, આ માનવબાળકો છે કે દેવબાળકો છે? એમને જોઈને મારું મન ઘેલુંઘેલું થઈ જાય છે!'

ઋષિએ જનકના પ્રશ્નથી પ્રસન્ન થઈને સ્મિતપૂર્વક કહ્યુ: ' જનકરાજ, આ બંને બાળકો માનવબાળકો જ છે. એ રાજકુમારો છે, અયોધ્યાપતિ દશરથ રાજાના પુત્રો છે. આ શ્યામ રંગના છે તે સૌથી મોટા રામ છે, અને તેમની સાથે આ ગોરા રંગના છે તે તેમના નાના ભાઈ લક્ષ્મણ છે. રાજા, શું એમનાં બુદ્ધિબળની વાત કહું? એમણે તાટકાનો વધ કર્યો, મારા યજ્ઞનું રખવાળું કરીને સુબાહુને માર્યો, મારીચને ભગાડ્યો તથા બધા રાક્ષસોનો નાશ કર્યો. અને અહીં આવતાંઆવતાં તેમણે માર્ગમાં ગૌતમની નારી પથ્થરરૂપ અહલ્યાનો ઉદ્ધાર કર્યો. એમનાં પરાક્રમોનું શું વર્ણન કરું? એ દેખાવે નાના છે, પણ કામ કરવે મોટા છે;

પરમતેજસ્વી છે. રાજા, તમારી પાસે એક અદ્‌ભુત ધનુષ છે. અમારે મોઢેથી એની પ્રશંસા સાંભળીને તેઓ એ ધનુષ જોવા માટે ખાસ કરીને અમારી સાથે અહીં આવ્યા છે.'

ઋષિનાં વચન સાંભળીને જનકરાજા તો આશ્ચર્યમાં ડૂબી ગયો. એણે ઉત્તર આપ્યો : 'મુનિશ્રેષ્ઠ, આપનું કહેવું યથાર્થ છે. એમની આકૃતિ જ એમના ગુણને કહી આપે છે. આવા વીર રાજકુમારોને મારું ધનુષ નહીં દેખાડું તો એ બીજા કોને દેખાડવાનું હતું ?'

આમ કહીને તેણે પોતાના માણસોને એ ધનુષ ઝટપટ લાવવાનો હુકમ કર્યો. થોડી વારે ધનુષ આવ્યું. એક મોટા ગાડામાં મૂકેલી ઘણી મોટી અને ભારે મજૂસની અંદર એ હતું અને ઘણાં માણસો ગાડું ખેંચતાં હતાં, તોપણ માંડ-માંડ તે ખેંચાતું હતું—એટલું એ ધનુષ ભારે હતું.

જનક રાજાએ મજૂસ ઉઘાડીને એ ધનુષ રામલક્ષ્મણને બતાવતાં કહ્યું : 'જુઓ આ ધનુષ. એ મારા પૂર્વજ દેવરાતને શંકરભગવાન પાસેથી મળેલું. જ્યારથી એ અમારા ઘરમાં આવ્યું ત્યારથી તેને અમે આ મજૂસમાં મૂકી રાખ્યું છે. એ જેમ હતું તેમનું તેમ રહ્યું છે. અમારામાંથી કોઈ તેને હલાવીચલાવી શક્યું નથી. દેશદેશનાં વીર અને બળશાળી પુરુષોએ તેને ઊંચકવાના અને તેની પણછ ચડાવવાના મિથ્યા પ્રયત્નો કર્યા છે. કોઈ તેને જોઈને જ પાછા ફર્યા છે, કોઈ તેને અડકીને ચાલ્યા ગયા છે, કોઈ મહામહેનતે તેનો એક છેડો સહેજ ઊંચો કરી આંગળાં ચગદીને ભાગી ગયા

છે. પણ આથી આગળ કોઈ જઈ શક્યું નથી. આવું અદ્‌ભુત આ ધનુષ છે.

જનકની વાત સાંભળીને રામનું કુતૂહલ વધ્યું. તેમને મનમાં થયું કે આ એવું તે કેવુંક ધનુષ છે કે ભલાભલાને ઝંખવાણા પડીને પાછા જવું પડ્યું? જોઉં તો ખરો? તેમણે ગુરુજીને પૂછ્યું: 'ગુરુદેવ, મજૂસમાંથી ધનુષ બરાબર જોઈ શકાતું નથી. આપની આજ્ઞા હોય તો હું એ બહાર કાઢું અને બરાબર જોઉં.'

ઋષિ પ્રસન્ન થઈને રામને પ્રોત્સાહન આપતા બોલ્યા: 'ઘણી ખુશીથી. ધનુષને બહાર કાઢો, ઊંચું કરો, પણછ ચડાવો અને બરાબર નિહાળો. કશી ઉતાવળ નથી. ધનુષ પરમ અદ્‌ભુત છે, માટે ધરાઈને જુઓ.'

રજા મળી એટલે રામે મલકાતા મને ધનુષને મજૂસમાંથી બહાર કાઢ્યું. જનકને તો નવાઈ લાગી. પછી રામે ધનુષનો એક છેડો જમીન પર મૂકીને બીજો છેડો હાથમાં પકડી, પણછ ચડાવવા માટે તેને વચમાંથી નમાવ્યું. પણછ તો ચડી પણ તરત જ તે વચમાંથી કડડ કરતું તૂટ્યું. ધનુષના બે ટુકડા થઈ ગયા. જનક તો ફાટી આંખે જોઈ રહ્યો. એને થયું: 'આ શું? કોઈથી ન હાલે કે ન ચાલે એવું આ ધનુષ! રામે તો રમતાં રમતાં તે ઉપાડ્યું, જોતજોતામાં તેની પણછ ચડાવી અને આ અવાજ શો? કાનને બહેરા કરતો, સજીવ અને નિર્જીવ સૃષ્ટિને ધ્રુજાવતો તથા બેબાકળી કરી દેતો આ અવાજ શો? ઓહો! ધનુષના તો બે ટુકડા થઈ ગયા છે!'

રામના હાથમાંથી ધનુષના બંને ટુકડા જમીન પર પડ્યા. મુનિમંડળ ધન્યવાદના પોકારો કરવા લાગ્યું. જનકનું મંડળ તો સ્તબ્ધ થઈ ગયું !

૭

## વિવાહ

જનક રાજા હર્ષથી ઘેલો થઈ ગયો, વિશ્વામિત્ર રામને ભેટી પડ્યા, જનકના કુળગુરુ પણ રામને આશીર્વાદ આપવા મંડી પડ્યા અને લક્ષ્મણનું તો પૂછવું જ શું ?

આશ્ચર્યનો ઊભરો શમ્યો એટલે જનકે મુનિને કહ્યું: 'મુનિશ્રેષ્ઠ, મારી એક વિનંતિ સાંભળવા કૃપા કરો. મારે એક પુત્રી છે. એ જેવી રૂપગુણે અદ્વિતીય છે તેવી બળમાં પણ અપ્રતિમ છે. આ ધનુષનો તે ઘોડો કરતી. આવું તેનું અતુલ બળ જોઈને મેં મન સાથે નિશ્ચય કરીને પ્રતિજ્ઞા કરેલી છે કે જે કોઈ આ ધનુષને ચાપ ચડાવે તે તેને પરણે. આજ સુધી હજારો રાજકુમારો અને ધનુર્ધરો આવ્યા ને ગયા. પણ કોઈથી કંઈ થઈ શક્યું નથી. મારી એ મહા-મોંઘી કન્યા મોટી થઈ છે. તેનો વિવાહકાળ ચાલ્યો જાય

છે. આજે વીર રાજકુમાર રામચંદ્રે દેવદાનવો ઘડીભર જોઈ રહે એવું કામ કર્યું છે. એટલે સીતાને મેળવવા માટે તે અધિકારી બન્યા છે. મારી પ્રતિજ્ઞા આજે પૂરી થઈ છે. આપની અનુમતિ હોય તો હું દશરથ રાજાને તેડવા દૂતો મોકલું અને તે આવે એટલે મારી સીતાને રામને પરણાવું.'

વિશ્વામિત્ર હરખાઈ જઈને જનકને કહ્યું: 'રાજા, તમે જે વિચાર જણાવ્યો તે મને પણ ગમી ગયો છે. સીતા અને રામ પરણે તેના જેવું રૂડું બીજું શું હોય? ખરેખર સોનામાં સુગંધ ભળ્યા જેવું થાય! માટે તમારી ઇચ્છા પૂરી કરવા સારુ સત્વર દૂતો અયોધ્યા મોકલો.'

ભગવાન વિશ્વામિત્રની સંમતિ મળી એટલે તરત જ જનકરાજાએ દશરથની પાસે દૂતો મોકલ્યા.

દૂતોએ અયોધ્યા જઈને જનકરાજાનો સંદેશો પહોંચાડ્યો, એટલે દશરથ રાજાનું હૈયું હર્ષથી નાચી ઊઠ્યું. તરત જ વાયુવેગે વાત આખી નગરીમાં ફેલાઈ ગઈ. લગારેય વખત ન ગુમાવતાં રાજા, રાણીઓ, રાજકુમારો, વસિષ્ઠગુરુ, દ્વિજો, પ્રધાનો અને મહાજનો વગેરે દોડમજલ કરતાં જનકપુર આવી પહોંચ્યાં.

અહીં તો જનક રાજા રાહ જોયા જ કરતા હતા. અયોધ્યાનું મંડળ આવી પહોંચ્યું એટલે જનક પોતાના કુલગુરુ વગેરેને લઈને તેમનો સત્કાર કરવા સામે આવ્યા. બંને પક્ષ પ્રેમથી હળ્યામળ્યા. પછી જનકે તે સર્વને સરસ રીતે ઉતાર્યા.

બધાં થાક ખાઈને તાજાં થઈને સ્વસ્થ બન્યાં એટલે રામને પરણાવવાની તૈયારી થઈ ગઈ. એક રમ્ય મંડપની મધ્યમાં ભવ્ય યજ્ઞવેદી કરવામાં આવી હતી. રામ સ્નાન–સંધ્યા કરીને ત્યાં આવ્યા હતા. સીતા પણ સ્નાનસંધ્યા કરીને શણગાર તથા ઉત્તમ વસ્ત્રો સજીને વેદી સમક્ષ આવ્યાં. એટલે જનકે રામને કહ્યું: ‘વત્સ રામ, તમે ડાહ્યા છો, ચતુર છો, વીર છો, રાજધર્મ જાણો છો, ધર્મ અને ગુણથી શોભો છો. તમે ધનુષ ભાંગ્યું છે અને મારી પ્રતિજ્ઞા પૂરી કરી છે. માટે હું આ મારી વહાલી દીકરી તમને આપું છું. તમે એનો તમારી પત્ની તરીકે સ્વીકાર કરો. એ ધર્મ, ગુણ અને શીલવાળી છે તથા અપ્રતિમ બળ ધરાવે છે. એ તમને તમારી છાયાની જેમ અનુસરશે. તમે એને તમારા જીવની પેઠે જાળવજો. બંને એકબીજાને અનુરૂપ છો. માટે તમે બંને દંપતી બનો અને એકબીજાને પૂર્ણ કરો. આયુષ્માન રામ, તમારા હાથમાં તમે સીતાનો હાથ લો અને બંને જણ આ અગ્નિની પ્રદક્ષિણા કરો. અગ્નિદેવની સાક્ષીએ બંને વર–વધૂ થાવ.’

જનક રાજાના કહ્યા મુજબ રામે કર્યું અને એ રીતે સીતા-રામનાં લગ્ન થયાં. સર્વએ વરકન્યાને આશીર્વાદ આપ્યા: ‘ભલું થાવ.’

હવે વસિષ્ઠ મુનિએ જનક રાજાને કહ્યું: ‘હે નૃપવર, જનકોનો અને રઘુઓનો સંબંધ બંધાયો છે. લાયકને લાયક મળ્યા છે. હવે અમારી સર્વની એક ઇચ્છા છે તે હું તમને જણાવું છું. આશા છે કે અમારી માગણી તમે જરૂર

સ્વીકારશો. અમારી બધાંની ઇચ્છા છે કે તમારી બીજી ત્રણ કન્યાઓના વિવાહ દશરથ રાજાના બીજા ત્રણ પુત્રો સાથે કરી દો અને એમ કરીને આનંદમાં વધારો કરો.'

વસિષ્ઠની માગણી સાંભળીને જનકના આનંદનો તો પાર જ ન રહ્યો. તેને તો અણધાર્યા આશીર્વાદ જેવું થયું. દશરથના પુત્રો અને રામના ભાઈઓ સાથે પોતાની બીજી ત્રણ કન્યાઓના વિવાહની માગણી થાય એવી શુભ કલ્પના સ્વપ્નમાં પણ તેને થયેલી નહિ. તેથી તરત જ તેણે મહામુનિની માગણી સ્વીકારી. આથી બધાંનો આનંદ ખૂબ વધી ગયો અને લક્ષ્મણનો ઊર્મિલાની સાથે, ભરતનો માંડવીની સાથે અને શત્રુઘ્નનો શ્રુતકીર્તિની સાથે વિવાહ કરાયો. આ રીતે જનકના કુળનો દશરથના કુળની સાથે સંબંધ બંધાયો.

## ૮

## પરશુરામ

વિવાહનું કામ પતી ગયું. જનક રાજાનો યજ્ઞ પણ સાથેસાથે પૂરો કરાયો. એટલે મુનિવર વિશ્વામિત્ર પોતાના મંડળ સાથે સિદ્ધાશ્રમે જવા નીકળ્યા. અને દશરથ રાજા ચાર પુત્રો અને ચાર પુત્રવધૂઓને લઈને અયોધ્યા જવા તૈયાર થયા. જનકે દીકરીઓને વસ્ત્રાલંકારો, સાધનસામગ્રી-

ઓ તથા દાસદાસીઓ સારી રીતે આપીને બધાંને વિદાય કર્યાં. સર્વ મંડળને વળાવીને જનક તથા તેમનો સાથ પાછો ફર્યો અને દશરથનો સાથ આગળ ચાલ્યો. કોઈને કશી ફિકરચિંતા ન હતી, સૌને આનંદ આનંદ હતો, એટલે પ્રવાસ ધીમી ગતિએ એશઆરામથી થતો હતો. તેઓ મિથિલાનગરીથી ઘણે દૂર ગયાં નહિ, તેટલામાં ધોળે દહાડે આકાશમાં એકાએક અંધારું થઈ ગયું, પશુપક્ષી ત્રાસી ગયાં, ઝાડપાન થંભી ગયાં, પવન પડી ગયો. રાજા ને રાણીઓ, વસિષ્ઠ ને બ્રાહ્મણો, રામ ને ત્રણ ભાઈઓ, સૌને નવાઈ લાગી. 'શું થવાનું છે? એકાએક શી આફત આવી પડી?' એવા વિચારમાં સૌ સ્તબ્ધ થઈ ગયાં!

જોતજોતામાં, ક્ષત્રિયોનું એકવીસ વાર નિકંદન કરનાર જમરાજ જેવા ભગવાન પરશુરામ સૌની સામે ખડા થયેલા દેખાયા. એમના માથાની જટા છૂટી હતી, વિશાળ કપાળમાં ત્રિપુંડ્ર કરેલું હતું, આંખોમાંથી અંગારા ઝરતા હતા, નાક અને હોઠ ધ્રૂજતાં હતાં, ખભા પર પરશુ હતી, હાથમાં બાણ હતું. જાણે કરાળ કાળ જાતે જ આવીને ઊભો હતો!

સૌ તેમને પગે લાગીને, હાથ જોડીને, શાન્ત થવા માટે વિનંતિ કરવા લાગ્યાં. પણ એમના ક્રોધનો અંગારો શાન્ત થવાને બદલે વધારે સળગી ઊઠ્યો અને તે રામ પ્રત્યે ભભૂક્યા: 'રામ, શિવનું એ કઠોર ધનુષ કોણે ભાંગ્યું?'

આ વિચિત્ર વેશ જોઈને રામે વિનયથી કહ્યું: 'હે વિચિત્ર વેશધારી મહાપુરુષ, આપ કોણ છો? આપ નથી બ્રાહ્મણ લાગતા કે નથી ક્ષત્રિય લાગતા!'

રામનો અજ્ઞાનતાભર્યો બાલિશ પ્રશ્ન સાંભળીને પરશુરામે કહ્યું : 'હું કોણ છું તેની તને હજી સુધી ખબર નથી ? અરે ઓ મૂઢ રામ, હું જન્મે બ્રાહ્મણ છું ને કર્મે ક્ષત્રિય છું. હું હરહંમેશ આ પરશુ ધારણ કરું છું તેથી લોકો મને પરશુરામ કહે છે. મારી આ પરશુ વડે મેં એકવીસ એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરી છે. મારા પિતા જમદગ્નિ ઋષિ અને માતા રેણુકા. રામ, હવે તેં મને ઓળખ્યો ? જેણે શિવનું ધનુષ ભાગ્યું છે તે મારો કટ્ટર દુશ્મન થયો છે.'

રામ નવાઈ પામી પૂજ્યભાવથી બોલી ઊઠ્યા : 'ઓહો ! ભગવાન પરશુરામ તે આપ જ ! ભગવાન, મારો અવિનય ક્ષમા કરશો. આ રામ આપને વંદન કરે છે.'

તરત જ પરશુરામ તડૂકી ઊઠ્યા : 'રામ, મારે વંદન-બંદન નથી જોઈતાં. એ બધી છોકરવાદી જવા દે. મારે તો શિવનું ધનુષ તોડનાર કોણ છે તે જાણવું છે ને તેની સાથે લડવું છે.'

તરત જ રામે નમ્રતાથી કહ્યું : 'મહારાજ, માફ કરજો. આપના આ મૂઢ બાળકે એ ઉપાડ્યું અને પણછ ચડાવવા નમાવ્યું કે તરત જ એ ભાગી ગયું. એટલા ખાતર આપને મારી ઉપર રોષ કરવો ન ઘટે.'

પરશુરામ તરત જ તપી ઊઠ્યા : 'શું કહ્યું ? તું જ મારો શત્રુ છે ? લે આ વિષ્ણુનું ધનુષ, એની પણછ ચડાવ અને મારી સાથે લડ.'

રામને તો યુદ્ધ કરવાની લગારેય ઇચ્છા ન હતી. મહામુનિ પરશુરામની સાથે લડીને બ્રહ્મહત્યા કરવાની તેમની મરજી ન હોતી. પણ જામદગ્ન્યે તેમને લડવાની ફરજ પાડી. આખરે રામે ધનુષ હાથમાં લીધું, પણછ ચડાવી અને બાણ સાંધ્યું. હવે પરશુરામને રામના અસામાન્ય પરાક્રમની ખાતરી થઈ.

રામે પરશુરામને પૂછ્યું: 'મહારાજ, આપ દ્વિજ છો. બ્રાહ્મણનો વધ કરવાની મારી ઇચ્છા નથી. આપ જેવા દ્વિજવરને શસ્ત્રો વાપરવાની જરૂર શી? ક્ષાત્રતેજ કરતાં બ્રહ્મતેજ ચડે એવું છે, એ મૂકીને આપે આવો વિચિત્ર અને ઢંગધડા વગરનો શો સ્વાંગ સજ્યો છે? બોલો, આપ શું ઇચ્છો છો? આપની ત્રણે લોકમાં જવાની ગતિ હરી લઉં કે આપે જપ, તપ, હોમ વગેરેથી પ્રાપ્ત કરેલું પુણ્ય હરી લઉં? ચાપ પર ચડેલું મારું બાણ પાછું તો નહિ જ ફરે?'

છેવટે પરશુરામના કહેવાથી રામે તેમની ત્રણે લોકમાં જવાની ગતિ બાણ મારીને હરી લીધી. તેમને હવે સમજાયું કે મારે હવે શસ્ત્ર વાપરવાં છોડી દઈને તપ કરવું અને શસ્ત્રનો યથાયોગ્ય ઉપયોગ કરનાર રામને જ તે વાપરવા દેવાં. આમ કરીને તેઓ ત્યાંથી હિમાલયમાં ચાલ્યા ગયા.

પરશુરામને ગયેલા જોઈને સૌને ખૂબ હર્ષ થયો. પછી આખો સંઘ ધીમેધીમે અયોધ્યા પહોંચ્યો. નગરનાં નરનારીઓએ અંતરના ઉમળકાથી ચારે રાજકુમારોને અને

તેમની વહુઓને વધાવ્યાં. અયોધ્યાનગરીમાં આનંદમંગળ વરતાઈ રહ્યાં.

કેટલાક દિવસ આનંદમાં ગાળીને ભરત અને શત્રુઘ્ન મોસાળમાં કેકયરાજને ત્યાં ગયા. રામ અને લક્ષ્મણ રાજા પાસે રહીને પ્રજાને સુખ થાય એવાં કામ કરવામાં રાત–દિવસ રચ્યાપચ્યા રહેવા લાગ્યા. રામ અને સીતા એકબીજાને અત્યંત ચાહતાં હતાં. રામ જેમ સીતાને પ્રાણથી પ્યારા હતા, તેમ સીતા રામને પણ પ્રાણથી પ્યારાં હતાં. બંને જણ એકબીજાની અધિક સેવા કેમ થાય, એની જ ચિંતા રાતદિવસ કરતાં હતાં. આમ સૌના દિવસો સુખમાં જતા હતા.



# અયોધ્યાકાણ્ડ

## ૧

## યૌવરાજ્ય માટે

એક દિવસ દશરથ રાજાને વિચાર આવ્યો : ' હવે મારા વાળ ધોળા થયા છે, કપાળે કરચલીઓ પડી છે, ચામડી લબડવા માંડી છે, અને શરીરમાંથી કૌવત કમી થવા લાગ્યું છે. હું હવે ઘરડો થયો છું. ઘડપણમાં રાજકાજ, વટવ્યવહાર, દોડધામ સહુ છોડી દઈને વનમાં જવું અને એકાન્તમાં રહીને જપતપ કરવાં એ મારા કુળની પરંપરા છે. હું પણ હવે એમ જ કરું. રામ હવે ઉંમરલાયક થયો છે અને રાજકાજમાં સારી રીતે પ્રવીણ બન્યો છે. એને રાજ્ય સોંપવામાં કશો વાંધો નથી. પ્રજા એનાથી અત્યારે પણ ખૂબ સંતુષ્ટ

છે. ઠીક, ત્યારે આજે જ દરબારમાં સૌને બોલાવીને આ વાત તેમની આગળ મૂકું.'

તરત રાજાએ પ્રજાજનોના આગેવાનોને દરબારમાં બોલાવ્યા. રાજાના આમંત્રણને માન આપીને સહુ આવ્યા. મંત્રીઓ ને પ્રધાનો તો હતા જ; વસિષ્ઠ ગુરુ અને બીજા બ્રાહ્મણો આવી ગયા. સહુ મહાજનો પણ આવ્યા, વેપારી, કારીગર, મજૂર, ખેડૂત વગેરે વર્ગોના આગેવાનોયે આવ્યા.

સહુ આવી ગયા એટલે રાજાએ ગંભીરતાથી કહ્યું: 'જુઓ, રાજકારભારનો ભાર વહેતાં વહેતાં હું હવે ઘરડો થયો છું. રાજ્ય કરવાનું અને પ્રજાનું પાલન કરવાનું કામ જુવાનોનું છે. હવે મારે શાન્તિની જરૂર છે. મારી ઇચ્છા છે કે તમે સહુ મને હવે રાજકાજમાંથી છૂટો કરો અને શાન્તિ ભોગવવા દો. વળી જ્યેષ્ઠ પુત્ર રામ હવે ઉંમરલાયક થયો છે. તે રાજા થવાને યોગ્ય છે એટલે રાજકાજ હવે હું તેને સોંપી દઉં. બોલો, તમારી સૌની શી ઇચ્છા છે? રામ પ્રત્યે મને પક્ષપાત હોવાને લીધે કદાચ મને આવો વિચાર તો નથી આવતો? એ જાણવા માટે હું આમ પૂછું છું.'

એટલે વસિષ્ઠ ગુરુએ કહ્યું: 'મહારાજ, તમે આજ સુધી પ્રજાપ્રાલન એવી ઉત્તમ રીતે કર્યું છે કે રાજકાજ તમારા જ હાથમાં રહે એમ અમે સહુ ઇચ્છીએ છીએ. પણ કાલધર્મ મુજબ વર્તવાની ફરજ પડે છે જ. જો તમે નિવૃત્ત થવા ઇચ્છતા હો, તો તમારી જગા લે એવું રામ સિવાય બીજું કોઈ નથી. એ પ્રજાને બહુ ચાહે છે ને સૌનું ભલું જ ઇચ્છે છે. એ ધર્મશીલ, ગુણશીલ અને મહાપરાક્રમી

છે. વળી રામને વચન એક, પત્ની એક અને બાણ એક. માટે મહારાજ રામને જરૂર યુવરાજ બનાવો.'

આખી સભાએ હર્ષથી કહ્યું: 'મહારાજ, રામ સર્વનાં સુખદુઃખ સમજે છે અને રાતદિવસ પ્રજાપાલનમાં જ રત રહે છે. એમનાથી અમે સુખી છીએ, સંતુષ્ટ છીએ. અમે તો મનમાં યાચના કરીએ છીએ કે રામ રાજા બને એવો ધન્ય દહાડો અને ધન્ય ઘડી ક્યારે આવે! આજે હવે લાગે છે કે એ ઉત્સવપ્રસંગને આવવાની વધારે વાર નથી જ. આપને નિવૃત્ત થવું જ હોય તો આપની ગાદીના સંપૂર્ણ અધિકારી એકમાત્ર રામ છે. માટે, મહારાજ! આપ ખુશીથી રામને યુવરાજ બનાવો.'

પ્રજાજનોની પણ સંમતિ મળી ગઈ એટલે તરત જ વસિષ્ઠે કહ્યું: 'મહારાજ, હવે હું બધાંની વતી બોલવાની છૂટ લઉં છું. સારા કામમાં ઢીલ ન કરવી. કાળનો કશો ભરોસો નહિ. **शुभस्य शीघ्रम्**। તેથી હવે તમારા વિચારને અમલમાં મૂકવા માટે લગારેય વિલંબ કરવાની જરૂર નથી. જુઓ, આવતી કાલે પુષ્ય નક્ષત્ર છે અને યોગ બહુ સારો છે. માટે હું તો આગ્રહપૂર્વક કહું છું કે આવતી કાલે મંગલ પ્રભાતે જ રામને યુવરાજ બનાવો.'

સૌ સભાજનો પણ હર્ષમાં આવી જઈને બોલી ઊઠ્યા: 'ગુરુજી કહે છે એ સાવ સાચું છે. આવતી કાલે સવારે જ રામને યુવરાજ બનાવો.'

બીજે દિવસે પ્રભાતમાં જ રામને યુવરાજ બનાવવાનું નક્કી કરીને સભા વિસર્જન થઈ. સૌ પોતપોતાને ઘેર

જઈને દેવોની અર્ચના કરવા લાગ્યા તથા જાણે પોતાને ઘેર જ મંગલપ્રસંગ આવ્યો હોય તેમ ઘરની, આંગણાની અને શેરી વગેરેની સજાવટ કરવા મંડી પડ્યા. વસિષ્ઠ ગુરુ અભિષેકને માટે જરૂરી સામગ્રી ભેગી કરાવવામાં રોકાઈ ગયા. એક ક્ષણ પણ ગુમાવવાની નહોતી, કારણ કે આડી એક જ રાત હતી. દશરથ રાજાએ પણ રામને બોલાવરાવીને જણાવી દીધું: 'વત્સ, આવતી કાલે રાજમુકુટ તને પહેરાવવો છે. માટે આજથી તું મનની અને શરીરની શુદ્ધિ કર. તું અને સીતા બંને અપવાસ કરજો, સ્નાનસંધ્યા કરીને પવિત્ર વિચારો કરજો અને સંયમમાં રહેજો. પુણ્યદાન વગેરે જે કંઈ શુભ કર્મ કરવાં હોય તે પણ કરજો. જાઓ ત્યારે રાજા થવા માટે જે મનોબળની જરૂર છે તે મનોબળ મેળવજો.'

આ પ્રમાણે રામને બીજે જ દિવસે પ્રભાતમાં યુવરાજ બનાવવા માટેની પૂર્વતૈયારીઓ શરૂ થઈ ગઈ.

## ૨

# કૈકેયી ભરમાઈ

કૈકેયીને મંથરા નામે એક કૂબડી દાસી હતી. એ એની સાથે એના પિયેરથી આવી હતી. જ્યારે અભિષેક માટેની બધી તૈયારીઓ ચાલી રહી હતી, ત્યારે કામ પ્રસંગે તેને મહેલની અગાસી પર જવાનું થયું. ચારે બાજુ નજર પડતાં એને દેખાયું કે બધે ધજા, પતાકા ને તોરણ બંધાતાં હતાં, મકાનો પર સોનાના કળશ ચડતા હતા, મકાનો, શેરીઓ ને રસ્તા સાફસૂફ થતાં હતાં, જ્યાંત્યાં પાણીના છંટકાવ થતા હતા અને ભાતભાતના શણગાર સજાવાતા હતા. ઘરનાં આંગણાંમાં, ગલીઓનાં ચકલાંમાં, રસ્તાઓના બેટામાં, નગરીનાં ચૌટાંમાં અને બાગબગીચામાં સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં ઉમંગથી ઊભરાતાં હતાં. આખી અયોધ્યા આનંદથી છલકાતી હતી.

આ આનંદતરંગો જોઈને એને થયું: ‘ આ છે શું ? કદી ન જોયેલો આનંદોત્સાહ છે શાથી ? ’ એણે કૌસલ્યાની દાસીને પૂછ્યું: ‘ અલી, આ બધી ધામધૂમ શેની છે ? મને તો કંઈ સમજ પડતી નથી. ’

પેલીએ હર્ષભેર ઉત્તર આપ્યો: ‘ એટલીય ખબર નથી ? આવતી કાલે સવારે રામનો રાજ્યાભિષેક થવાનો છે, તેની આ બધી તૈયારીઓ છે. ’

આ વચનો સાંભળતાં જ જાણે કે મંથરાના માથા પર વીજળી પડી. આંખના પલકારામાં એના મનમાં વિચાર ઉદ્ભવ્યો: 'આવતી કાલે સવારે રામ રાજા થાય છે! ઠીક, પણ પછી ભરતનું શું? કૈકેયીનું શું? અને મારું પણ શું? રામ રાજા થાય એ અમને ન પાલવે.'

તે ચટ દઈને નીચે ઊતરી અને કૈકેયી પાસે ગઈ.

કૈકેયી સૌથી નાની, પણ રાજાની સૌથી વધારે માનીતી હતી. એના વિના રાજાને ઘડી પણ ન ચાલે. રાજા એને ઘેર જ ખાય, પીએ ને સૂએ કરે. 'બપોર થઈ ગયા છતાં હજી પણ આજે રાજાજી કેમ આવ્યા નથી?' એમ રાહ જોતી કૈકેયી હિંચોળાખાટ પર આડી થઈ હતી. એટલામાં મંથરા મોં મચકોડતી, ભવાં ચડાવતી, હોઠ ફફડાવતી, નાક ફુલાવતી, છણકા કરતી આવી પહોંચી અને તડૂકી ઊઠી: 'સૂતી છે શું? આવી ને આવી ગમાર ક્યાં સુધી રહેશે?' કૈકેયીએ હસતાં હસતાં પૂછ્યું: 'પણ છે શું?' મંથરાએ રીસમાં કહ્યું: 'કપાળ છે. આવતી કાલે કૌસલ્યાનો રામ રાજા બનશે અને તું તો આમ સૂઈ રહી છે!'

કૈકેયી—રામ આવતી કાલે રાજા થાય છે? સાચી વાત છે?

મંથરા—હા, હા. સોળેસોળ આના સાચી છે.

કૈકેયી—ત્યારે તો તેં સારી વધામણી ખાધી. લે આ હાર, તને આપી દીધો.

મંથરા—[ હાર ફેંકી દઈને ] ખુશ શેની થાય છે? તારે માથે ભય આવ્યો તેની ખબર કેમ પડતી નથી?

કૈકેયી—રામ સૌથી મોટો છે. એ રાજા થવાને સૌથી વધારે લાયક છે. વળી એ મને કૌસલ્યાની જેમ જ ચાહે છે એટલે એ રાજા થાય એ બધી રીતે યોગ્ય જ છે; જાણે મારો ભરત જ રાજા થયો !

મંથરા—તું તો સાવ ભોળી છે. જ્યાં સુધી રાજા છે, ત્યાં સુધી તારાં માન છે; ત્યાં સુધી સૌને તારી ખુશામત કરવી પડે છે. રામના હાથમાં કારભાર આવશે અને રાજાનું ભોગજોગે મરણ થશે ત્યારે તારી શી વલે થાય છે તે જોજે !

કૈકેયી—રામ ધર્મથી ચાલનાર છે. એને હાથે એવું કશું ના થાય.

મંથરા—થાય કે ના થાય એ વખત આવ્યે ખબર પડશે. હું તો મને જે ખરું લાગે છે તે જ કહું છું. પછી મારી કરો કાં તો મરજો કે પછી કૌસલ્યાનું અને રામનું ભુંડાપણું કરજો. મારાથી તો અહીં નહિ રહેવાય. હું તો મારે કેકયદેશ પાછી ચાલી જઈશ.

કૈકેયી હવે કંઈક ભરમાવા લાગી અને ડગમગતા મને પૂછવા લાગી: 'તું કહે છે એમ સાચે થશે જ ?'

મંથરાએ સંપૂર્ણ નિશ્ચય દર્શાવ્યો 'મારું કહેલું કદી ખોટું પડ્યું છે ? મારી સલાહ કદી ઊંધી નીવડી છે ? તારા અને ભરતના ભલા સિવાય દુનિયામાં મને બીજો શો સ્વાર્થ છે તે હું તને ખોટું કહું ?'

કૈકેયી હવે ભરમાઈ ગઈ અને પૂછવા લાગી: 'કંઈ ઉપાય? રોગ પારખ્યો તો તેની દવા પણ બતાવ. તારું કહેવું હવે મારે ગળે ઊતરે છે ખરું. રામને બદલે ભરતને રાજ્ય મળે એવો ઉપાય બતાવ.'

મંથરા—દવા મારી પાસે છે. રોગની ખાતરી થઈ છે? દવા જોઈએ છે?

કૈકેયી—હા, હા.

મંથરા—રાજાજીએ તને પહેલાં બે વર માગવાનું કહેલું. તેં તે વખતે તે માગેલા નહિ. ત્યારે તેમણે તને કહેલું કે ભવિષ્યમાં તારી મરજીમાં આવે ત્યારે તું આ બંને વર માગજે. કેમ વાત યાદ છે ને?

કૈકેયી—હા, હા. બરાબર યાદ છે. તે એ વરનું શું કરું?

મંથરા—એ બંને વર તું આજે માગ.

કૈકેયી—શું માગું? કેવી રીતે માગું?

મંથરા—રિસાઈને બેસ અને રાજા આવીને અનેક રીતે મનાવે તોપણ માનતી ના. છેવટે થાકીને જ્યારે તે રામના સોગન ખાઈને તને બંને વર માગવાનું કહે ત્યારે તું આ પ્રમાણે માગજે: 'મારા ભરતને રામના અભિષેક માટેની સામગ્રી વડે જ રાજા બનાવો એ એક માગણી, અને રામને ચૌદ વર્ષ વનમાં કાઢો એ બીજી માગણી.'

કૈકેયી—ઉપાય તો સરસ બતાવ્યો. ભરતને રાજ્ય અપાવું એ બરાબર, પણ રામને વનમાં શા સારું મોકલાવું?

મંથરા—અરે મૂર્ખી, આટલું ય નથી સમજતી? ચૌદ વર્ષમાં રામનું વનની અંદર શું થઈ જશે એની કોને ખબર છે? વળી એટલા સમયમાં ભરત રાજગાદી પર એટલો દૃઢ થઈ જશે કે રામ કદાચ જીવતા પાછા આવશે તોપણ તેમનાથી રાજા તો બની શકાશે જ નહિ.

કૈકેયી મંથરાની બુદ્ધિનાં વખાણ કરતી રિસાવા માટે કોપભવનમાં ગઈ.

૩

# મોહનું ફળ

અભિષેક માટેની તૈયારીઓ કરવાની આજ્ઞા કરીને તથા એના સમાચાર બધે મોકલીને રાજા જાતે એ સમાચાર કહેવા માટે કૈકેયીને ઘેર હરખભર્યો આવ્યો. એણે જઈને કૈકેયીના શયનખંડમાં જોયું તો તે ત્યાં નહોતી. પછી તો તેણે ક્રીડાભવન, અભ્યાસગૃહ, આરામભવન વગેરે જોયાં, પણ ક્યાંય તે ન મળી. આખરે એક દાસીએ ધ્રૂજતે ધ્રૂજતે ખબર આપી કે રાણી તો કોપભવનમાં ગઈ હતી.

કોપભવનનું નામ સાંભળતાં જ રાજાના હૈયામાં તેલ રેડાયું. એનો બધો આનંદ ઊડી ગયો અને મનની મુરાદો બધી સરી જતી દેખાઈ. એણે કોપભવનમાં જઈને જોયું તો રાણી જમીન પર પડી હતી, વાળ છૂટા હતા, આંખો લાલચોળ થઈ હતી, અલંકાર જમીન પર આડા-અવળા રખડતા પડ્યા હતા, વસ્ત્રો રોળાયાં હતાં અને કંચનની કાયા ધૂળથી મલિન થઈ હતી. માયાને પણ મોહ પમાડે એવી રમણીય લલના ધૂળમાં આળોટતી હતી.

એને જોતાં જ સિંહ જેવો રાજા શિયાળ થઈ ગયો. એના શરીરના સાંધા ઢીલાઢસ થઈ ગયા. એણે દીન વદને કહ્યું: 'પ્રિયે!'

તરત જ કૈકેયી અવળી ફરી. એટલે રાજાએ વધારે ગરીબ બનીને કહ્યું: 'આમ શું કરે છે? બોલ તો ખરી? આટલો બધો રોષ શા માટે? કોઈએ આંગળી કરી હોય તો તેની આંગળી ઉડાવી દઉં, કોઈએ જીભ ચલાવી હોય તો તેની જીભ ખેંચી કાઢું.'

કૈકેયી—કોઈએ આંગળીય નથી કરી ને જીભેય નથી ચલાવી.

રાજા—તો છે શું? તારે શું જોઈએ છે? હીરા, મોતી, માણેક, હીર, ચીર, શું જોઈએ છે? સમુદ્ર સુધી મારી આણ વર્તે છે. તારે જોઈએ તે હાજર કરી દઉં.

કૈકેયી—મારે શું કરવાં છે તમારાં વસ્ત્રાલંકાર. આ પડ્યાં એ ભૂમિ પર.

રાજા—દેવી, આમ અકળાય છે શા માટે ? તને મારા સમ; કહે, તારી શી મરજી છે ?

કૈકેયી—મારી મરજી જાણવાની તમને ક્યાં પડી છે ?

હવે રાજાથી રહેવાતું નથી, તે ગળગળો થઈ જઈ રડું રડું બન્યો ને બોલ્યો: 'વહાલી, મારા સમ છે, તારી મરજી મને જણાવ.'

કૈકેયી કૃત્રિમ વહાલ બતાવતી બોલી: 'મને વિશ્વાસ પડતો નથી. પ્રતિજ્ઞા કરો તો કહું.'

રાજા—આમ ગાંડી શું થાય છે ? ક્યારે મેં તારું કહ્યું નથી કર્યું !

કૈકેયી—એવું કંઈ નહિ. રામના સોગન ખાઈને પ્રતિજ્ઞા કરો તો કહું.

રાજા—હા, હા. રામના સોગનથી પ્રતિજ્ઞા કરું છું કે તું માગશે તે હું તને આપીશ. માગ હવે માગવું હોય તે.

તરત જ કૈકેયી બેઠી થઈ ગઈ અને હર્ષથી કહ્યું: 'જોજો હોં, માગું છું. સૂર્યદેવ સાક્ષી છે, વાયુદેવ હાજર છે. સૂર્યવંશી સત્યવાદી રાજાએ પ્રતિજ્ઞા કરી છે એટલે માગું છું. કેમ, મહારાજ માગું ને ?

રાજા—હા, હા. માગ, માગવું હોય તે ખુશીથી માગ.

કૈકેયી—તમે મને પહેલાં બે વર માગવાનું કહેલું. મેં તે વખતે કંઈ માગેલું નહિ. ત્યારે તમે મને કહેલું કે તારી મરજી આવે ત્યારે માગજે. આજે મારે એ બે વર માગવા છે.

રાજા—ઓહોહોહો ! માગી માગીને આટલું જ માગ્યું ? એમાં આટલી બધી શા માટે રિસાઈ? લે હવે માગ.

કૈકેયી—માગું છું હોં ?

રાજા—હા, હા.

કૈકેયી—રામના અભિષેક માટે જે સામગ્રી ભેગી કરો તે સામગ્રી વડે જ ભરતનો રાજ્યાભિષેક કરો. આ મેં એક વર માગ્યો.

સાંભળતાં વેંત જ રાજાને વજ્રાઘાત થયો હોય તેમ તેનું મોં એકદમ લેવાઈ ગયું. હવે કૈકેયીએ આગળ ચલાવ્યું : આવતી કાલે જ રામને ચૌદ વર્ષ વનમાં મોકલો— આ મેં બીજો વર માગ્યો.

તાજું કમળ હિમથી કરમાઈ જાય તેમ રાજાનું મોં કરમાઈ ગયું; જાણે સેંકડો વીંછીના ડંખ એકસાથે વાગ્યા, જાણે કાલિનાગના દંશ દેવાયા ! ઘડી વાર તો રાજા શૂંઢ-મૂઢ બની ગયો. થોડી વારે જ્યારે ચિત્ત કંઈક સ્વસ્થ થયું ત્યારે તેણે કહ્યું : 'કૈકેયી, તું આવી માગણી કરે છે ?'

કૈકેયી—હા, મહારાજ, હું જ આવું માગું છું.

રાજા—આ સ્વપ્ન છે ? મને ભ્રમ થયો છે ?

કૈકેયી—ના.

રાજા—મારા કાન સાચું સાંભળે છે ? મારી આંખ યથાર્થ જુએ છે !

કૈકેયી—હા.

રાજાને ફરી મૂર્છા આવી. વળી જ્યારે ભાન આવ્યું ત્યારે તે બોલ્યો: 'વહાલી, તારી આ માગણી શી રીતે પૂરી કરાય! આવતી કાલે સવારમાં અભિષેક થવાનો છે. સાંજ તો પડવા આવી છે. વચ્ચે આડી રાત છે. વળી ભરસભાએ આ નિર્ણય કર્યો છે. એનો નિર્ણય શી રીતે ફરે?'

કૈકેયી—સભાનો નિર્ણય ન ફરે તો શું સૂર્યવંશના સત્યવાદી રાજા દશરથની પ્રતિજ્ઞા ફરે?

રાજા—દેવી, હું તારો દાસ છું. મારા પર દયા કર. બીજું જોઈએ તે માગ.

કૈકેયી—મારે બીજું નથી માગવું. મેં માગ્યું છે એટલું જ આપો તો બહુ થઈ ગયું.

રાજા—વિચાર તો કર. રામ વગર હું ન જીવી શકું અને મારા વગર તે ન જીવી શકે! વળી હું એને શી રીતે વનમાં કાઢું?

કૈકેયી—કેમ શી રીતે? બોલાવીને કહો કે વનમાં જા, એટલે એ વનમાં જશે.

આ કઠોર વચનો સાંભળતાં જ રાજા બેભાન થઈ ગયો. જ્યારે ભાન આવ્યું ત્યારે તે ક્રોધથી ભભૂકી ઊઠયો: 'દુષ્ટ કૈકેયી, કુલનો નાશ કરનારી જોગણી, તું કોણ છે? સાપણ છે? રાક્ષસી છે? કોણ છે?'

હવે રાજા ઘડીકમાં ભાનમાં આવે તો ઘડીકમાં મૂર્છામાં હોય એમ ચાલવા માંડે. વચ્ચેવચ્ચે તેના પ્રલાપ ચાલતા

રહે: ' નાગણ, નીકળ ઘરમાંથી......માર, છોકરાને માર, ધણીને માર અને વિધવા થઈ ને રાજ્ય ભોગવ....અભાગણી, મેં દૂધ પાઈ ને સાપણને ઉછેરી !....હાય, હાય, મેં તને શું જોઈ ને આણી ? રૂપ જોઈ ને ? રૂપ ઉપર તો રાક્ષસેય મોહે. હું તારા રૂપ પર મોહ્યો. હું રાક્ષસ નહિ તો બીજું શું ? દુષ્ટા ! તું જન્મી જ શા માટે ? મને મોહ પમાડવા અને અને મારા કુલનું કાસળ કાઢવા ? '

આવા આવા પ્રલાપ આખી રાત ચાલ્યા કર્યા. ઘડીમાં રાજા બેઠો થઈ જતો, ઘડીમાં પછાડ ખાતો, ઘડીમાં ગાંડાની જેમ ડોળા ફાડી કૈકેયી તરફ ઘૂરકતો, તો ઘડીમાં ' હા રામ, હા રામ, ' કરીને દીન બની જઈ પથારીમાં પડતો. રાજાની આવી ઉન્મત્ત અવસ્થામાં રાત પણ આખરે પસાર થઈ ગઈ અને પ્રભાતનો સમય થયો.

## ૬

## વનવાસ મળ્યો

દશરથ રાજાની રાત આવી રીતે ઉન્મત્ત દશામાં પૂરી થઈ. હવે પ્રભાત થયું. રામનો રાજ્યાભિષેક કરવાનું પ્રભાત થયું. પછી તો સૂર્યદેવ પધાર્યા એટલે લોકોનાં ટોળાં રાજ-

મહેલ આગળ એકઠાં થવા લાગ્યાં. સવારના પહોરમાં રામ રાજા બનશે એમ ધારીને લોકો આવતા હતા. છેવટે પુષ્ય નક્ષત્રને બહુ વાર ન રહી એટલે વસિષ્ઠ ગુરુ બીજા બ્રાહ્મણોને લઈને આવ્યા. રાજ્યાભિષેક માટેની બધી તૈયારીઓ પૂરેપૂરી થઈ ચૂકી હતી. માત્ર રાજા આવીને રામનો અભિષેક કરે એટલી જ વાર હતી. વસિષ્ઠે આવીને જોયું તો રોજ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને પ્રાતઃકર્મથી પરવારનાર રાજા આજે મહેલમાંથી હજી સુધી બહાર નીકળ્યો નથી. એમણે પાસે ઊભેલા વૃદ્ધ અને વિશ્વાસુ મંત્રી સુમંત્રને કહ્યું: 'સુમંત્ર, જાઓ, જુઓને રાજાજીને હજી કેટલી વાર છે? પુષ્ય નક્ષત્રને હવે બહુ વિલંબ નથી, માટે એમને જલદી બોલાવી લાવો.'

વસિષ્ઠની આજ્ઞા થવાથી સુમંત્રે કૈકેયીના મહેલમાં જઈને જોયું તો તેમાં શ્મશાનના જેવી શાન્તિ; ન કોઈ હાલે કે ન કોઈ ચાલે. છેવટે જ્યાં રાજા હતા ત્યાં તે ગયો, તો એક બાજુ કૈકેયી ચંડિકા બનીને બેઠેલી અને બીજી બાજુ વૃદ્ધ રાજા જમીન ઉપર ચિત્તખસેલાની જેમ પડેલા. એણે પાસે જઈને નમસ્કાર કરીને મહારાજને બોલાવવા માંડ્યા. પણ એ તો ન હાલે કે ન બોલે. એટલે કૈકેયીએ કહ્યું: 'રાજા તો રામને રાજા બનાવવાના ઉત્સાહમાં ને ઉત્સાહમાં આખી રાત ઊંઘ્યા નથી. હમણાં લગાર જંપ્યા છે ને આંખ મિચાઈ છે. માટે એમને બોલાવતા નહિ. તમે જઈને રામને જલદી બોલાવી લાવો.'

રામનું નામ સાંભળીને રાજાના મુખમાંથી શબ્દો નીકળ્યા: 'હા રામ! રામ ક્યાં છે? રામને અહીં લાવો.'

સુમંત્ર તો બધો તાલ જોઈને બહુ જ દિલગીર થઈ ગયો હતો. તે ઝટપટ રામની પાસે ગયો. એણે જઈને જોયું કે રામ અને સીતા વહેલાં ઊઠયાં હતાં અને સ્નાનસંધ્યાથી પરવારીને અભિષેકને માટે બોલાવવાની રાહ જોતાં હતાં. સુમંત્રે રામની પાસે જઈને શોકાતુર ચહેરે ધીમેથી ભારે હૃદયે કહ્યું: ‘ મહારાજ ! તમને કૈકેયીના મહેલમાં બોલાવે છે. ’

‘ અભિષેકને માટે બંને ચાલો ’ એવું વાકય સાંભળવાને બદલે આવું લૂખુંલસ વાકય સાંભળીને બંને જણને નવાઈ લાગી. જતાંજતાં રામે સીતાને કહ્યું: ‘ દેવી, હું હમણાં જ પાછો આવું છું. આજે સારો દિવસ છે માટે તમારે જે કંઈ દાનદક્ષિણા આપવાં હોય તે ત્યાં સુધીમાં આપી દો. ’

સુમંત્ર તેમને કૈકેયીના મહેલમાં લઈ ગયો. ત્યાં જતાં જ રામે જોયું કે એક બાજુ કૈકેયી કાળકાનું રૂપ ધારણ કરીને બેઠી હતી અને બીજી બાજુ પિતાજી પથારી વગર જમીન ઉપર બેભાન અવસ્થામાં પડ્યા હતા. તેમણે પિતાજીને પગે લાગીને કહ્યું : ‘ પિતાજી, હું આવ્યો. શી આજ્ઞા છે ? ’ રામનો અવાજ સાંભળીને રાજાએ આંખો ઉઘાડી અને ડબડબ આંસુ નીકળવા લાગ્યાં. રાજા અક્ષરે બોલ્યા નહિ. તેમણે ચોધાર આંસુએ રડ્યા જ કર્યું.

રામને તો કંઈ સમજાયું નહિ. એટલે એમણે કૈકેયીને પૂછયું: ‘ માતાજી ! આ બધું છે શું ? પિતાજી મારી સાથે કેમ બોલતા નથી ? માત્ર ટગરટગર જુએ છે અને રોયા કરે છે એનું કારણ શું ? ’

કૈકેયીએ તરત જ કહ્યું: 'રામ, એમના રડવાનું કારણ તું પોતે જ છે. એમનું દુઃખ તું ધારે તો તરત મટાડી શકે એમ છે.'

રામ—મારે લીધે પિતાજી રુએ છે? મારાથી એમનું દુઃખ મટાડાય એમ હોય તો જલદીથી કહી દો કે હું શું કરું? પિતાજીની આજ્ઞાથી કૂવામાં કૂદી પડું અને ભડભડ બળતા અગ્નિમાં ઝંપલાવું. માટે એમની જે ઇચ્છા હોય તે મને જલદી જણાવી દો.

તરત જ કૈકેયીએ પોતાની દુષ્ટતા જણાવી: 'રામ, કહું? તું એ પ્રમાણે કરશે? વચન આપ.'

રામ: 'માતાજી, મેં એક વખત કહ્યું કે **કરીશ** એટલે એમાં શંકા રાખવાની ન હોય. **રામ બે વખત બોલતો નથી.** માટે વગર વિલંબે કહેવાનું કહી જ નાંખો.'

કૈકેયીએ ઠંડે કાળજે કહ્યું: 'સાંભળ ત્યારે. મહારાજે મને પહેલાં બે વચન આપેલાં. એ મેં ગઈ કાલે માગ્યાં. એ આપેલાં વચન પાળવા માટે તારા સોગન ખાઈને પ્રતિજ્ઞાથી તે બંધાયેલા છે. એક માગણી મેં એવી કરી કે તારા રાજ્યાભિષેક માટે જે સામગ્રી એકઠી કરી છે તે જ સામગ્રી વડે ભરતનો રાજ્યાભિષેક કરો અને બીજી માગણી મેં એવી કરી કે આજે જ રામને ચૌદ વર્ષ માટે વનમાં મોકલો. હવે તને એમના દુઃખનું કારણ સમજાયું? એમને તારી ઉપર જબરો મોહ છે. એ તને વનમાં મોકલવા માગતા નથી.'

સહેજ પણ ગ્લાનિ પામ્યા સિવાય રામે કૈકેયીને કહ્યું: 'આટલી જ વાત છે? આમાં શી મોટી ધાડ મારવાની છે?

આટલા સારુ પિતાજી આટલા દુઃખી થાય છે? મારે વન ને વસ્તી સરખાં છે.'

આ વચનો સાંભળીને દશરથ રાજા બોલી ઊઠ્યા: 'ના, બેટા, ના. હું તને વનમાં મોકલવાનો નથી.'

બધી બાજી ઊંધી વળશે એવી બીકથી કૈકેયી બોલી ઊઠી: 'રામ, તારા બાપને તો તારી ઉપર મોહ છે એટલે એ પોતાની જીભે તને એમ નથી કહી શકવાના કે તું વનમાં જા. એમને સત્યવાદી રાખવા કે જૂઠા પાડવા એ હવે તારા હાથમાં છે. વળી તેં પણ કહ્યું છે કે રામ બે વખત બોલતો નથી. માટે તારે જેમ કરવું હોય એમ કર.'

કૈકેયીનાં કઠોર વચન સાંભળીને રામે હસતે વદને કહ્યું: 'માતાજી, ચિંતા ન કરશો. પિતાજીનું વચન પાછું ન જ ફરે. એ સત્યવાદી છે ને સત્યવાદી રહેશે જ. હું હમણાં જ વનમાં જવા નીકળું છું. બધાંની વિદાય લઈને નીકળું છું.' આમ કહીને લાગલા જ તે વિદાય લેવા માટે કૌસલ્યા મા પાસે ગયા.

# ૫

# વિદાય લીધી

માતા કૌસલ્યા તો સવારમાં વહેલાં ઊઠીને સ્નાન-સંધ્યાથી પરવારીને રાજ્યાભિષેકના મંગલમુહૂર્તની રાહ જોઈ રહ્યાં હતાં. 'રામ રાજા થશે' એ વિચારથી એમના હૃદયમાં આનંદ માતો નહોતો. આવે વખતે રામ એમની પાસે ગયા અને પગે લાગ્યા. માતાએ આશીર્વાદ આપીને પૂછ્યું: 'બેટા રામ, કેમ અડવા જ આવ્યો છે? મુહૂર્તનો વખત તો થવા આવ્યો છે, ત્યારે અભિષેકનો સાજ કેમ હજી સુધી સજ્યો નથી?'

તરત જ રામે મોં મલકાવીને કહ્યું: 'માતાજી, મને રાજ્ય મળી ગયું!'

કૌસલ્યાએ અધીરાઈથી પૂછ્યું: 'ક્યારે? તો પછી રાજતિલક ક્યાં? રાજદંડ ક્યાં? શ્વેત છત્ર ક્યાં? છડીદાર ક્યાં?—આમાંનું એક પણ ચિહ્ન કેમ દેખાતું નથી?'

રામ—રાજ્ય એવું મળ્યું છે કે જેને રાજચિહ્ન હોય નહિ.

કૌસલ્યા—એટલે?

રામ—અયોધ્યાનું રાજ્ય નથી મળ્યું. રાજ્ય તો વનનું મળ્યું છે.

આ સાંભળતાં જ માથા પર વજ્ર તૂટી પડ્યું હોય તેમ કૌસલ્યા થોડી વાર અવાક થઈ ગઈ. પછી તે બોલી: 'કોણે કહ્યું? શાથી વનમાં જવાનું?'

રામે બધી વાત સંભળાવીને કહ્યું: 'હું વનમાં જાઉં છું. તમારી રજા લેવા આવ્યો છું. આશીર્વાદ આપો.'

કૌસલ્યાનો આનંદ જતો રહ્યો અને હૃદયમાં શોક છવાઈ ગયો, જાણે વીજળી તૂટી પડી. તેને ઘડીક થયું: 'જાગું છું કે ઊંઘું છું?' આખરે તેણે રોતેરોતે કહ્યું: 'વનમાં નથી જવાનું.'

રામે કહ્યું: 'વનમાં જવું જોઈએ, ગયા વગર ન ચાલે. પિતાજીનું વચન જાય કે મારું વચન જાય એ કદી ન બને. વનમાં તો જવાનું જ, એ કોઈથી ના ખળે.' રામ એકના બે થતા નથી એ જોઈને કૌસલ્યાએ થાકીને કહ્યું: 'તારે જવું જ હોય તો મને સાથે લઈને જા.' રામે માતાને આશ્વાસન આપતાં કહ્યું: 'તમારાથી મારી સાથે ન અવાય. તમે અહીં રહો એ જ સારું છે. હું જઈશ એટલે મારા વગર પિતાજીને સૂનું લાગશે અને અત્યંત દુઃખ થશે. આવે વખતે તમે એમની પાસે હો તો એમને દિલાસો આપો, શાંત પાડો અને મારા વિયોગથી થયેલું દુઃખ ભુલાડો. પિતાજીની સેવા કરવા તમારે અહીં રહેવું એ જ સર્વોત્તમ છે.'

કૌસલ્યાએ જોયું કે રામની સાથે જવાવાનું નથી અને રામ ગયા વગર તો રહેવાનો જ નથી. ત્યારે તેને ચૌદ

વર્ષની લાંબીલાંબી મુદતનો ખ્યાલ થયો. તે બોલી ઊઠી : 'ચૌદ વર્ષ ! ઓ બાપ ! તારું શું થાય ને મારું શું થાય ? '

રામે ધીરજ આપતાં કહ્યું : ' માતાજી, ચિંતા કરો ના. ચૌદ વર્ષ તો કાલે પૂરાં થશે. ખેમકુશળ પાછો આવીશ. હસતે મોંએ આશીર્વાદ આપીને વનમાં જવાની રજા દો. તમારા દીકરાને વસ્તી ને વગડો બંને સરખાં હોય.'

આખરે હૈયાને કાબૂમાં રાખીને કૌસલ્યાએ કહ્યું : ' જા બેટા, ભગવાન તારું ભલું કરે. ખેમકુશળ વહેલો આવજે. '

પછી રામ પગે લાગ્યા ને માએ આશીર્વાદ દીધા. રામ તરત જ પાછા ફર્યા અને માતા કૌસલ્યા આંખમાં આંસુ ખાળીને જોઈ રહ્યાં. જ્યારે રામ દેખાતા બંધ થયા ત્યારે માની આંખમાંથી આંસુની નદીઓ વહી.

મા પાસેથી સીતા પાસે જતાંજતાં રામને મનમાં થવા લાગ્યું : ' સીતાને શું કહું ? સાંભળીને તેને શું થશે ? ખીલેલા કમળ જેવું એનું મોં કેવું બનશે ? '

રામે જેવા સીતાના આવાસમાં પગ મૂક્યો કે તરત જ, કોણ જાણે શાથી, તેમના મોં પરનો આનંદ જતો રહ્યો અને મોં સહેજ કરમાયું. રામને આવતા જોતાં જ સીતા સામી આવી, ચમકી, અચકાઈ અને બોલી ઊઠી : ' આ શું ? મોં કેમ લેવાયું છે ? પિતાજીએ શું કહ્યું ? '

રામે મનને કાબૂમાં લાવી, પરાણેપરાણે મોં મલકાવીને કહ્યું : ' દેવી, પિતાજી મને રાજ્ય આપે છે ! '

સીતાએ કહ્યું : ‘ એ તો હું જાણું છું. પણ તમે આજ આવા કેમ દેખાવ છો ? ચાલો અહીં આવો, અભિષેકની તૈયારી કરાવું, સાજ સજાવું. ’

રામ—સાજ સજવાની જરૂર નથી.

સીતા—આવું ગોળગોળ શું બોલો છો ? કશું ય સમજાતું નથી.

એટલે રામે સીતાને પાસે બેસાડીને ધીરેધીરે બધું સમજાવ્યું. કૈકેયીએ કેવી રીતે વચન માગ્યાં એ બધું જણાવ્યું. સાંભળતાં જ જાણે માથા પર આભ તૂટ્યું. ક્યાં અયોધ્યા ને ક્યાં વન ? ઘડી ઉપર શું હતું અને હવે શું છે ?

રામે કહ્યું : ‘ દેવી, હું તને મળવા આવ્યો છું. તું મને વિદાય દે. ’

સીતાએ દીન બનીને પૂછ્યું : ‘ એકલા જશો ? ’

રામે જવાબ આપ્યો : ‘ હા જ તો. વનનું રાજ્ય મને એકલાને જ આપ્યું છે. ’

સીતાએ આગ્રહ કર્યો : ‘ એકલાથી રાજા ના થવાય. તમે અયોધ્યાના રાજા થાત, હું અયોધ્યાની રાણી થાત. હવે તમે વનના રાજા થાઓ, હું વનની રાણી થાઉં. ’

રામે સીતાને સમજાવવા માંડી : ‘ એમ તે થાય ? વન ને અયોધ્યા સરખાં નથી. અહીં માણસો, સુખ, આરામ, સ્વજનો, ખાવા માટે ભાતભાતનાં ભોજન, સૂવા માટે પલંગો ને તળાઈઓ અને રહેવા માટે મહેલ વગેરે છે; પણ વનમાં હિંસક પશુઓ ને રાક્ષસો, દુઃખ, કષ્ટ, ખાવા માટે

કંદમૂળ ને ફળફૂલ, સૂવા માટે ભૂમિ અને ઘાસ, રહેવા માટે ઝૂંપડી ને ઝાડની છાયા વગેરે છે. અયોધ્યાનું રાજ્ય જુદું અને વનનું રાજ્ય જુદું. માટે અહીં જ રહે.'

સીતાએ રામને જવાબ આપ્યો: 'વસ્તીના ને વનના ભેદ હું જાણું છું. તમારે મન વન ને વસ્તી એક તો મારે મન પણ એક. જ્યાં તમે ત્યાં હું. તમારી સાથે હું આવું છું.'

રામે કહ્યું: 'હું જાઉં એટલે કૌસલ્યામા એકલાં પડે, એમની પાસે તું હોય તો એમના મનને કંઈક ધીરજ રહે, માટે તું અહીં રહીને બાની અને પિતાજીની સેવા કર. ચૌદ વર્ષ તો કાલે પૂરાં થશે. જલદી પાછો આવીશ.'

સીતાએ કહ્યું: 'મારે કશું સાંભળવું નથી. હું તો તમને ઓળખું. હું તમારી સાથે આવવાની.'

રામે કહ્યું: 'હઠ શી કરે છે? મારું કહ્યું માનને?'

સીતાએ જવાબ આપ્યો: 'હઠ શેની? તમે ત્યારે મારું કહ્યું માનો ને!'

રામે કહ્યું: 'ના, ના. અહીં જ રહે. હું સાથે નથી લઈ જવાનો.'

લાગલું જ સીતાએ ઉમેર્યું: 'સાથે લઈ જવાની વાત જ ક્યાં છે? મારી મેળે જ હું આવું છું. આ તમારી આગળ થઈ.'

રામે જોયું કે સીતા માનતી નથી અને સાથે આવવાની જ છે, એટલે કહ્યું: 'અકળાય છે શું કામ? તારા

વગર મને ગમે તો નહિ જ. ઠીક ત્યારે ચાલ સાથે. એકથી બે ભલાં.'

સીતા : 'હાશ, હવે ટાઢક વળી ! એકથી બે ભલાં ! સુખદુ:ખમાં સાથે રહીશું અને ભગવાન રાખશે તેમ રહીશું.'

આ રીતે સીતાને સાથે લેવાનું રામે નક્કી કર્યું. એટલામાં તો ત્યાં લક્ષ્મણ આવી પહોંચ્યો. એને બધી ખબર થઈ હતી અને આમ સહેજસહેજમાં રામ રાજ્ય છોડીને વનમાં જાય એ એને રુચ્યું નહિ. એણે તરત જ કહ્યું : 'મોટાભાઈ, આ બધું શું છે ? ચાલો અભિષેકની વેળા થઈ. ક્ષત્રિયના છોકરાને વનવાસ ના શોભે.'

રામે તેને શાંત પાડતાં સમજાવ્યું : 'ક્ષત્રિયના છોકરા બાપનું વચન પાળે.'

એટલે લક્ષ્મણથી ન રહેવાયું. તે બોલી ઊઠ્યો : 'પિતાજીએ વચન વગરવિચાર્યે આપ્યું છે; મોહમાં આપ્યું છે. માટે એવી રીતે આપેલું વચન એ વચન ન ગણાય; એવું વચન ફોક છે.'

રામે લક્ષ્મણને સ્પષ્ટ કરી બતાવ્યું : 'મારે એવાં ચૂંથણાં ચૂંથવાં નથી. હું તો એટલું જ જાણું છું કે પિતાજીએ વચન આપ્યું છે. મારે એ પાળવું છે ને તેથી વનમાં જવું છે.'

લક્ષ્મણે જોયું કે રામનું મન કોઈ રીતે વનમાં જવાના પોતાના નિશ્ચયમાંથી ડગતું નથી એટલે તેણે વિનંતિ

કરી : ' મોટાભાઈ, તમે ને ભાભી બંને વનમાં જવાનાં જ હો, તો હું પણ તમારી સાથે આવીશ.'

એટલે રામે કહ્યું : ' તું અમારી સાથે આવે તો પછી અહીં કોણ? મહારાજ, સુમિત્રામા અને કૌસલ્યાબાની તારે સેવા કરવાની. વળી ભરતને રાજ્ય કરવામાં મદદ કરવાની.'

લક્ષ્મણે દીન બનીને કહ્યું : ' ભરતભાઈ બધું કરી લેશે. તમારા વગર મારાથી નહિ રહેવાય. જન્મથી સાથે રાખ્યો ને આજ નહિ રાખો? હું સાથે થાઉં છું જ.'

રામને લક્ષ્મણના આગ્રહને વશ થવું પડ્યું ને તેને પણ સાથે લેવા પડ્યો.

૬

## ચાલ્યાં

હવે ત્રણે જણ ગયાં જ્યાં દશરથ હતા ત્યાં. દરમિયાન સમાચાર બધે ફેલાઈ ગયા હતા. રાણીઓ, ગુરુજી, સુમંત્ર અને બીજા મંત્રીઓ વગેરે રાજાની પાસે આવી ગયાં હતાં. ત્રણે જણે જઈને રાજાને નમસ્કાર કર્યા એટલે રામે વનમાં જવાની રજા માગી. પણ રાજા તો બોલેચાલે કંઈ નહિ.

માત્ર તે ત્રણેની સામે જુએ અને રુએ તથા વારેવારે 'હા રામ, હા લક્ષ્મણ, હા સીતા' એમ લવ્યા કરે.

આખરે રામલક્ષ્મણે કૈકેયીએ આણેલાં વલ્કલ ધારણ કર્યાં. બંને જણ મુનિકુમાર જેવા શોભવા લાગ્યા. તેમનો તાપસવેશ જોઈને સૌની આંખમાં પાણી આવ્યું. છેવટે રાજાએ સુમંત્રને કહ્યું: 'એમને રથમાં બેસાડીને વનમાં લઈ જાઓ. જંગલમાં મંગલ બનાવી મૂકો અને એવે સ્થળે એમને રાખો.'

હવે ત્રણે જણે બધાંની રજા લઈ ચાલવાનું શરૂ કર્યું. એટલે સૌએ આશીર્વાદ આપ્યા. સુમિત્રાએ લક્ષ્મણને કહ્યું: 'બેટા લક્ષ્મણ, વનમાં ભાઈભાભીની સેવા કરજે ને ખેમકુશળ પાછો આવજે. આજથી રામને દશરથ જાણજે, સીતાને સુમિત્રા જાણજે ને વનને અયોધ્યા જાણજે. જા, બાપુ, સુખે જા.'

ત્રણે જણ ચાલ્યાં. પાછળ માતાઓ, પિતાજી, ગુરુજી, મંત્રીઓ અને અન્ય બ્રાહ્મણો તથા નગરજનો પણ ચાલ્યાં. રામ વિનાની અયોધ્યામાં રહેવાનું કોઈને ગમતું નહોતું. એમ કરતાંકરતાં સૌ નગરીની બહાર નીકળ્યાં અને પછી તો ઘણે દૂર નીકળી ગયાં. છતાં કોઈ પાછાં ફરવાની વાત કરતું નહોતું. છેવટે રામે ઊભા રહીને બધાંને પાછાં ફરવા માટે ખૂબ સમજાવ્યાં, વસિષ્ઠ ગુરુએ પણ સૌને સમજાવ્યાં. એટલે સૌ ઊભાં રહ્યાં. રામ, લક્ષ્મણ ને સીતા રથમાં બેસી ઝપાટાભેર આગળ ચાલ્યાં. સૌ ઊભાંઊભાં રથની દિશામાં એકીનજરે જોઈ રહ્યાં. જ્યારે રથ દેખાતો બંધ થયો અને

તેનાથી ઊડતી રજ પણ ન દેખાઈ, ત્યારે સૌ વીલે મોંએ પાછાં ફર્યાં. રાજાને તો ભાન જ ન રહ્યું. એને કૌસલ્યાના આવાસમાં લઈ જવામાં આવ્યો.

રથ તો આગળ ને આગળ ચાલ્યો જતો હતો. જંગલો, વેરાનો, નદીઓ, પર્વતો, નગરો, ગામો વગેરે વટાવતો વટાવતો રથ આગળ ચાલ્યો જતો હતો. આખરે તેઓ ગંગાતીરે પહોંચ્યાં. અહીંથી તેઓ શૃંગવેરપુર ગયાં. ત્યાં ગુહ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્રણે જણે રથ ઉપરથી ઊતરીને હિંગોળાના ઝાડ નીચે મુકામ કર્યો. ગુહને ખબર થઈ એટલે તે પણ સ્વજનોને લઈને આવ્યો. તેણે ત્રણેનો સત્કાર કર્યો ને કંદમૂળ, ફળફૂલ વગેરે ખાવા માટે આપ્યાં. છેવટે રામના કહેવાથી ગુહે વડનું દૂધ આણી આપ્યું. બંને ભાઈઓએ એ દૂધ વડે માથાના વાળની જટા કરી. હવે તો તેઓ પૂરેપૂરા મુનિ જેવા શોભવા લાગ્યા.

બીજે દિવસે તેઓ ગંગા નદી ઊતરવા માટે હોડીમાં બેઠાં. સુમંત્રથી છૂટા પડતાં રામે કહ્યું: ' બધાંને અમારા કુશળ કહેજો. મહારાજને લગારે ય ઓછું આવવા દેતા નહિ. માતાઓને સાચવજો. ભરતને મોસાળમાંથી બોલાવજો ને રાજા બનાવજો તથા મારાવતી કહેજો કે સુખેથી રાજ્ય કર, પ્રજાની પ્રીતિ મેળવ ને બધાંનું મન સાચવ. મારા આશીર્વાદ છે. '

સુમંત્રથી છૂટાં પડીને સૌ હોડીદ્વારા ગંગા નદી ઊતર્યાં. બીજે કિનારે પહોંચીને, હોડીમાંથી ઊતરીને રામે પવિત્ર ગંગાને નમસ્કાર કર્યા. રામે અયોધ્યાના માર્ગ તરફ

છેલ્લી નજર કરી ને આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. 'વહાલા વતનમાં કોણ જાણે ક્યારે ફરી પગ મૂકવા વારો આવશે ?' એ વિચારે ત્રણે જણનાં હૃદય હલમલી ઊઠયાં. છેવટે રામે લક્ષ્મણને કહ્યું : 'લક્ષ્મણ! હવે વનની શરૂઆત થશે. માટે આપણે સાવધ રહીને ચાલીએ. આગળ હું ચાલું, વચમાં સીતા રહે અને પાછળ તું રહે. આમ કરવાથી વૈદેહીનું રક્ષણ કરવામાં સુગમતા થશે.'

ત્રણે જણ હવે વનની વાટે ચાલ્યાં. આગળ અક્ષય નામે વડ આવ્યો. ત્યાં બપોર ગાળીને તેઓ પાછાં આગળ ચાલ્યાં. સંધ્યાકાળે તેમણે ભરદ્વાજ ઋષિના આશ્રમમાં પ્રવેશ કર્યો. બીજે દિવસે પ્રભાતમાં ઊઠીને, પ્રાતઃકર્મથી પરવારીને તેમણે આગળ ચાલવા માંડ્યું. ભરદ્વાજે તેમને ચિત્રકૂટનો માર્ગ બતાવ્યો. તેઓ મજલ દરમજલ કરતાંકરતાં ચિત્રકૂટ જઈ પહોંચ્યાં. રામે સીતાને અને લક્ષ્મણને કહ્યું : 'લો આપણે ચિત્રકૂટ પાસે આવી પહોંચ્યાં. ભગવાન ભરદ્વાજે કહેલી માલ્યવતી નદી તે આ જ. એમણે વર્ણવેલી વનની શોભા આપણી આંખ સામે દેખાય છે. એમણે જણાવ્યા મુજબ આ સામે ચિત્રકૂટનાં ઊંચાં શિખર દેખાય છે. અને તપોવનમાં ઠેરઠેર આશ્રમો આવેલા છે. આ જ ચિત્રકૂટ.'

પછી તેઓ વાલ્મીકિના આશ્રમમાં ગયાં ને ઋષિને પગે લાગ્યાં. ઋષિએ તેમનો સત્કાર કર્યો ને આવવાનું કારણ જાણી લીધું. જ્યારે તેઓ ખાઈપીને, વિસામો લઈ ને તાજાં થયાં, ત્યારે વાલ્મીકિએ કહ્યું : 'અહીં કશી વાતની ખોટ નથી. વન ખાવાનું આપે છે, મંદાકિની પાણી પાય છે,

વા વાયરો નાંખે છે, પક્ષીઓ ગાયન ગાય છે, મયૂરો નૃત્ય કરે છે, ફૂલ સુગંધી દે છે, ગાયો દૂધ આપે છે ને હરણાં કૂદીકૂદીને રીઝવે છે. વત્સ, આ જગાએ સુખે રહો. ચૌદે ય વર્ષ અહીં ગાળો. અહીં રહેવું હોય તો અહીં રહો અને જુદી ઝૂંપડી બાંધવી હોય તો જુદી બાંધીને તેમાં રહો.'

રામે ઋષિનો ઉપકાર માન્યો અને માલ્યવતીને કિનારે એક સુંદર જગા પસંદ કરી. લક્ષ્મણ ઝાડનાં ડાળ, પાંદડાં, ઘાસ, વાંસ વગેરે કાપી લાવ્યા અને બંને ભાઈઓએ પર્ણકુટી તૈયાર કરી. સીતાએ તેને લીંપીગૂંપી અને શણગારી. દેવોને પણ રહેવાનું મન થઈ જાય એવી એ બની ગઈ! એમાં ત્રણે જણે વાસ કર્યો. દિવસો પર દિવસો જવા લાગ્યા. ક્યાં અયોધ્યા ને ક્યાં ચિત્રકૂટ! અહીંના આનંદનું તો પૂછવું જ શું ? જાણે પાંજરામાંથી પક્ષીનો છુટકારો થયો!

## ૭

## ભરત

પેલાં ત્રણ તો ચિત્રકૂટમાં આનંદથી રહેતાં હતાં, પણ અહીં અયોધ્યામાં શું થયું ? દશરથનું ચિત્ત તો સાવ ખસી ગયું. એને ચેન પડતું નહોતું. વારંવાર ગભરામણ

છૂટતી અને ‘હા રામ, હા જાનકી, હા લક્ષ્મણ!’ એટલું જ લવ્યા કરતો. આમ ઉન્મત્તતાથી વિલાપ કરતાં ને રોતાંકકળતાં અડધી રાત થઈ ગઈ. જલ વિના માછલી તરફડે તેમ રાજા તરફડવા લાગ્યો. છેવટે રાજાનો કંઠ બેસવા લાગ્યો, હૃદય થડકવા મંડયું અને શ્વાસ ઊપડ્યો. તરફડતાં તરફડતાં રાજાએ દેહ છોડ્યો. પુત્રના વિયોગથી પિતાના પ્રાણ ગયા.

સવાર થયું એટલે બધે રાજાના મરણની ખબર થઈ ગઈ. મંત્રીઓ અને વસિષ્ઠ ગુરુ આવી પહોંચ્યા. આખી નગરી શોકથી છવાઈ ગઈ. વસિષ્ઠે તરત જ ભરતને બોલાવવા માણસ મોકલ્યું.

ભરત અને શત્રુઘ્ન પાછા આવ્યા.

‘વસિષ્ઠ ગુરુએ તમને હમણાં ને હમણાં બોલાવ્યા છે,’ એવા સંદેશો મળતાં ભરતના મનમાં અનિષ્ટની શંકા તો થઈ જ હતી. જ્યારે તેઓએ અયોધ્યામાં પ્રવેશ કર્યો, ત્યારે તેમને આખી નગરી શોકસાગરમાં ડૂબેલી દેખાઈ, સૌનાં મોં રોતાં જણાયાં. ઝટપટ ભરત પિતાજીના આવાસમાં ગયો. ત્યાં પિતાજીને ન જોતાં તે કૈકેયી પાસે ગયો ને પગે લાગ્યો. કૈકેયીએ ભરતને ખોળામાં લીધો. હવે ભરતે પૂછયું: ‘માતાજી, પિતાજી ક્યાં? બધું સૂનસાન કેમ છે? મોટાભાઈ અને લક્ષ્મણ કેમ દેખાતા નથી?’

કૈકેયીએ ભરતને બધી હકીકત કહી બતાવી અને ઉમેર્યું: “મહારાજ તો ‘રામ, રામ’ કરતા જ્યાં સૌ જાય

છે ત્યાં ગયા. એમનો દેહ કૌસલ્યાને ત્યાં છે. રામ લક્ષ્મણ ને સીતા હવે તો વનમાં રખડતાં હશે. મેં તારે માટે નિષ્કંટક રાજ્ય મેળવ્યું છે. તું હવે રાજા થા અને મારા મનની ઉમેદો પૂરી કર.”

આ બધું સાંભળતાં ભરતની આંખે અંધારાં આવવા લાગ્યાં, બધું ચકરચકર ફરતું જણાવા મંડ્યું. પોતે જાગ્રદાવસ્થામાં હતો કે સ્વપ્નાવસ્થામાં તેની જ ખબર ઘડીભર તો ન પડી. આખરે મહામહેનતે કંઈક સ્વસ્થતા મેળવીને તેણે કૈકેયીને કહ્યું : ‘તું મા છે એટલે શું કરું ? બીજું કોઈ હોત તો આ દુષ્ટ કામ માટે તેનું માથું ક્યારનુંય ઊડી ગયું હોત. રામને વનમાં કાઢીને તને શું મળ્યું ? તેં પતિનો નાશ કર્યો. તું પોતે વિધવા થઈ! અરેરે, ભર્યાભાદર્યા ઘરમાં આગ લગાડવાની મતિ તને ક્યાંથી સૂઝી ?’

કૈકેયીએ ભરતને શાંત કરવા કહ્યું : ‘આમ ચડી શું જાય છે ! જરા શાંત થા અને બે ઘડી વિચાર કર એટલે તને મારા આ કામની સારપ જણાશે.’

આ સાંભળીને ભરતનું માથું ફરી ગયું. તેણે કહ્યું : ‘રામ વયે ને ગુણે સૌથી મોટા છે. એટલે રાજ્યનો અધિકાર તેમનો જ છે. ગમે તો એ રાજા થાય કે અયોધ્યા રાજા વિનાની રહે. ઓ દુષ્ટ મા, કુલનાશિની ચંડી, તારા મનોરથને હું સફળ થવા દેવાનો નથી. હું આ ચાલ્યો રામની પાછળપાછળ. તેમને કાં તો પાછા લાવીને રાજ્ય સોંપી દઈશ અથવા જો તે પાછા નહિ જ ફરે તો હું પણ વનમાં રહીશ.’

કૈકેયીને પોતાની બધી આશાઓ પાણીમાં વહી જતી જણાઈ. માને ક્રોધમાં ને ક્રોધમાં અનેક કડવાં વેણ સંભળાવીને તે રાજાના શબ પાસે ગયો. ત્યાં વસિષ્ઠે તેને રાજ્ય લેવા ઘણુંઘણું સમજાવ્યો, પણ તેણે ન માન્યું તે ન જ માન્યું.

આખરે રાજાના દેહને અગ્નિદાહ દઈને, રાજ્યનો યોગ્ય બંદોબસ્ત કરીને ભરત રામને લેવા નીકળ્યો. સાથે માતાઓ અને ગુરુજી તથા મંત્રીઓ, નગરજનો વગેરે પણ ચાલ્યાં. ભરત રાજા થવાનો નથી અને પોતે નકામી ભૂંડી બની એ વિચારથી કૈકેયીને પણ પશ્ચાત્તાપ થયો અને તે પણ રામને સમજાવીને પાછા લાવવા માટે ચાલી. સૌ રામ સંબંધી ખબર કાઢતાં કાઢતાં ચિત્રકૂટ પહોંચ્યાં. દૂરથી ધૂળ ઊડતી જોઈને અને માનવસાગરનો અવાજ સાંભળીને લક્ષ્મણે ઝાડ ઉપર ચડીને જોયું, તો ભરતને આવતો દેખ્યો. તરત જ નીચે ઊતરીને તેણે રામને કહ્યું: 'મોટાભાઈ, તૈયાર થઈ જાઓ. આપણને વનમાં કાઢીને પેલી દુષ્ટ કૈકેયીને જંપ વળ્યો નથી. તેણે એના દીકરા ભરતને આપણી સાથે લડવા મોકલ્યો છે. મોટી સેના લઈને એ વાયુવેગે આ તરફ આવે છે. માટે તૈયાર થઈ જાઓ. આજે ભરતનેય પણ ખબર પડવા દો કે પાપી કામમાં સાથ દેનારની શી વલે થાય છે.'

રામે લક્ષ્મણને શાંત પાડતાં કહ્યું: 'ભાઈ લક્ષ્મણ, આમ ઉતાવળે અભિપ્રાય ન બાંધીએ. ભરત તો ભલો છે. એને રાજ્યનો લોભ છે એમ હું કોટી ઉપાયે પણ માની

શકતો નથી. એ બધાં કામ કૈકેયીના મગજના તરંગોમાં જ છે. પણ ભરતને રાજ્ય કરવું જ છે એમ માની લઈએ તોય એમાં શો વાંધો છે? એને એથી સુખ થતું હોય તો બસ થયું. મારાં ભાઈભાંડુ જેથી સુખી થાય એ કામ હું તો કરું ને જેથી તેઓ દુ:ખી થાય એ કામ હું કદી ના કરું. ભરત આપણને મારવા આવે એ હું કદી માની શકું જ નહિ. અને મારવા આવતો હોય તો ભલે આવે. આપણને મારીને એને સંતોષ મળતો હોય, તો તેને એ સંતોષ લેવા દે. ભાઈના હાથે મરવા કરતાં વિશેષ ધન્યભાગ્ય બીજું કયું હોઈ શકે? એટલે એ શત્રુરૂપે કે મિત્રરૂપે ગમે તે રૂપે આવતો હોય, તોપણ આપણે તો તેનો સત્કાર જ કરવાનો છે.'

રામ લક્ષ્મણને આવી રીતે શાંત પાડીને સમજાવતા હતા એટલામાં તો ભરત ત્યાં આવી પહોંચ્યો. રામને દૂરથી જોતાં જ તેની આંખમાંથી શ્રાવણભાદરવો વહેવા લાગ્યા. તે દોટ મૂકીને રામના પગ આગળ દંડવત્ થઈ પડ્યો. 'મોટાભાઈ'—આટલું જ તે બોલી શક્યો! રામે તેને ઉઠાડીને છાતીસરસો ચાંપ્યો. પછી એકેએકે સૌ મળ્યાં. રાજાના મરણના સમાચારથી થોડી વાર તો શોકનું પૂર ઊભરાઈ આવ્યું. બધાં શાંત થયાં ત્યારે રામે ભરતને કહ્યું: 'ભાઈ, તારે તો પિતાજીની આજ્ઞા મુજબ રાજા બનીને રાજકાજ કરવું જોઈતું હતું. તેને બદલે જટા ધારણ કરીને અને વલ્કલ પહેરીને તું અહીં શા કારણે આવ્યો છે?'

ભરતે વિનયપૂર્વક જવાબ આપ્યો: 'રાજ્ય તમારું છે. આપણા કુળમાં જ્યેષ્ઠને રાજ્ય અપાય છે. વળી તમે

રાજા થાઓ. એમ બધી પ્રજા ઇચ્છે છે. માટે તમે જ રાજા થાઓ.'

રામે કહ્યું: 'જો સાંભળ. પિતાજીનું વચન મારે માનવું જોઈએ. હું ધર્મથી ચાલનાર છું. એટલે વનવાસ છોડીને હું રાજ્ય કરવા આવીશ એમ તું સ્વપ્ને પણ લાવતો ના.'

ભરતે સમજાવવા માંડ્યું: 'વાત સાચી છે. પણ પિતાજીએ તો મોહવશ થઈ ને વચન આપ્યું છે. વળી મારી મા નાદાન એટલે તેને આવું માગવાનું સૂઝ્યું. હવે જ્યારે હું અને મારી માતા કૈકેયી તમારી પાસે આવ્યાં છીએ અને તમને તમારું રાજ્ય લેવા વિનંતી કરીએ છીએ ત્યારે તેમાં તમને અધર્મ ક્યાં નડે છે? પિતાજીએ રાજ્ય મને આપ્યું હોય, તો તે હું હવે તમને આપું છું. જુઓ, ગુરુજી, વડીલો, માતાઓ અને સૌ નગરજનો તમને લેવા માટે આવ્યાં છે. એ બધાંની તરફ નજર કરો અને પાછા ચાલો.'

આ સાંભળીને રામે દૃઢતાથી કહ્યું: 'ભરત! નકામી જીદ શા માટે કરે છે? પૃથ્વી ચળે, સૂર્ય ઠંડો થઈ જાય, ચંદ્રમાંથી તણખા ખરે, પર્વતો ઊડવા લાગે, સમુદ્ર માઝા મૂકે, વાદળમાંથી અગ્નિ વરસે, રેતીમાંથી તેલ નીકળે, જ્વાળામુખીમાંથી બરફ પડે, પણ મારું વચન મિથ્યા ન થાય, મારી પ્રતિજ્ઞા ન તૂટે. માટે તું પાછો જા અને સુખે રાજ્ય કર. આમ કાયર શું થઈ જાય છે? ચૌદ વર્ષ તો કાલે પૂરાં થઈ જશે અને અમે ઈશ્વરકૃપાથી સાજાંસમાં ઘેર પાછાં આવીશું. પછી રાજ હાથમાં લેવામાં મને કશો વાંધો નહિ

રહે. માટે અત્યારે તો મને સોંપાયેલું કામ હું કરું અને તને સોંપાયેલું કામ તું કર.'

રામે ભરતનું ન માન્યું એટલે બીજાંએ તેમને સમજાવ્યા. પણ તેમનુંય તેમણે ન જ માન્યું. આખરે ભરતે રામની પાવડીઓ લઈને કહ્યું: 'તમારી આ પાવડીઓ મને આપો. ગાદી ઉપર એને મૂકીને હું તમારીવતી રાજકારભાર કરીશ. મારાથી નગરમાં રહી શકાવાનું નથી. તમે જેવી રીતે વનવાસી જીવન ગાળો છો, તેવી જ રીતે હું પણ વનવાસી જીવન ગાળીશ. ચૌદ વર્ષ પૂરાં થયે સૌ વહેલાંવહેલાં પાછાં આવજો. હું વાટ જોયા કરીશ ને દિવસો ગણીશ. અવધિ પૂરો થયે તમારાં દર્શન નહિ થાય, તો મારા પ્રાણ આ દેહમાં નહિ રહે.'

આવું કહીને ભરત બધાંની સાથે પાછો ગયો. એણે નંદીગ્રામમાં વાસ કર્યો, પાવડીઓ ગાદી પર મૂકી અને તાપસજીવન ગાળતાંગાળતાં રામનીવતી રાજ્ય કરવા માંડ્યું.

## ૮

## અત્રિના આશ્રમમાં

બધાં પાછાં ગયાં, એટલે રામ, લક્ષ્મણ તથા સીતાને બહુ લાગી આવ્યું અને અયોધ્યા વારંવાર યાદ આવવા

મંડ્યું. એટલે રામે કહ્યું: 'દેવી અને ભાઈ લક્ષ્મણ, સાંભળો. અહીં રહેવામાં હવે સાર નથી. આપણને અહીં અયોધ્યા યાદ આવ્યા કરે છે ને તેથી આપણાં મન રોજ ઉદાસ રહે છે. વળી ચિત્રકૂટ અને અયોધ્યાને ઝાઝું અંતર નથી. તેથી એ લોકો અહીં વારંવાર આવવાનાં. આ બધું વિચારતાં મને થાય છે કે આપણે હવે અહીં રહેવું નહિ અને દૂરદૂર ચાલ્યાં જવું. જે મૂકીને આપણે રાજીખુશીથી વનમાં આવ્યાં તે વારંવાર સાંભરી આવે એ શું? એ મોહ શા કામનો? બોલો, તમારી શી મરજી છે?'

બંને જણે રામના મતને વધાવી લીધો. એટલે ચિત્રકૂટનાં ઋષિમુનિઓ, પશુપક્ષીઓ, ઝાડપાન અને માલ્યવતી નદી—એ સર્વની વિદાય લઈને તેઓ દક્ષિણ તરફ ચાલ્યાં. ચાલતાંચાલતાં તેઓ અત્રિ ઋષિના આશ્રમે પહોંચ્યાં. ઋષિએ તેમનો સત્કાર કર્યો અને આવવાનું કારણ જાણી લીધું.

ઋષિની પત્ની અનસૂયા. તે પરમ પવિત્ર, પતિવ્રતા અને સાધ્વી હતી. બે રાજકુમારો પિતાની ઇચ્છામાત્રથી વનવાસ સેવે, અરે જુવાન સીતા રાજવૈભવ છોડીને વનવાસનાં દુઃખ સહે, તેમની સાથે આવે એ જોઈને તે બહુ જ ખુશ થઈ ગઈ. તેણે સીતાને કહ્યું: 'સીતા, તું જનકરાજાની કન્યા છે અને દશરથની પુત્રવધૂ છે. તારે વનવાસ શો? તારી આવી કોમળ કાયાને આવું કઠોર જીવન ન ઘટે. રામને વનવાસ મળ્યો, તો ભલે તે વનમાં રખડે. ચૌદ વર્ષ પૂરાં થયે એ પાછા અયોધ્યા આવત જ. તારા જેવીએ તો વનમાં આવવું જોઈતું નહોતું.'

આ સાંભળીને નવાઈ પામતાંપામતાં સીતાએ કહ્યું : 'તમે પાતિવ્રત્ય પાળતાંપાળતાં ઘરડાં થયાં છો, છતાં મને આમ ઊંધી સલાહ શા માટે આપો છો ? ચંદ્ર વિનાની રાત, જીવ વગરની કાયા, પાણી વિનાનું સરોવર, સારસ વગરની સારસી, વૈરાગ્ય વિનાનો ત્યાગ, તેવી નાથ વગરની નારી. જ્યાં મારા રામ ત્યાં હું. જ્યાં એ ત્યાં મારે મન મોટામોટા મહેલ અને જ્યાં એ નહિ ત્યાં મારે મન સાવ ઉજ્જડ વેરાન.'

અનસૂયાએ આ ઉત્તમ વાક્યો સાંભળીને સીતાને ધન્યવાદ આપતાંઆપતાં કહ્યું : 'મેં તારી પાસે આવા જ ઉત્તરની આશા રાખી હતી. વત્સે, તેં જે માર્ગ લીધો છે, તે જ સાચો માર્ગ છે. પતિપત્નીનો સંબંધ જીવકાયાનો સંબંધ છે. એને છૂટાં પાડી શકાય નહિ. બંને એકબીજાનાં સુખદુ:ખનાં ભાગીદાર છે. પતિના વૈભવમાં કે દુ:ખમાં તેને સદૈવ સાનુકૂળ રહે એવી નારી આ લોકમાં અને પરલોકમાં પરમ સુખી થાય છે. જે પતિ પોતાની પત્નીને વફાદાર રહે છે અને ગમે તેટલાં સંકટો તથા લાલચો આવવા છતાં તેનો ત્યાગ કરતો નથી, તે પણ આ લોકમાં પરમ સુખી થાય છે. મેં મારા મન સાથે પતિપત્નીના આદર્શ સંબંધની જે કલ્પના કરી મૂકેલી તેને મૂર્તિમંત થયેલ હું તારામાં ને રામમાં જોઉં છું. તમારાં બંનેનાં દર્શન થવાથી આજે જાણે અમારું જીવન સફળ થયું !'

આમ કહીને તેણે પાછું આગળ ચલાવ્યું: 'જાનકી, હું તારી ઉપર બહુ પ્રસન્ન થઈ છું. તું માગે તે હું તને

મારા તપોબળથી આપી શકું એમ છું. માટે તારી મરજીમાં આવે તે માગ.'

એટલે સીતાએ તેને વંદન કરીને ઉપકાર દર્શાવતાં કહ્યું : 'તમારા જેવાં તપસ્વીજનોના આશીર્વાદ છે એ ઓછું છે? મેં લીધેલો માર્ગ સાચો જ છે એમ કહીને તમે મને હજારોગણું પ્રોત્સાહન આપ્યું છે. મારે શું માગવું એ જ મને સમજાતું નથી. આ દારુણ કસોટીમાંથી હું અણીશુદ્ધ પાર ઊતરી શકું એવા આશીર્વાદ મને આપો.'

આ સાંભળીને અનસૂયાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું : 'તું નાની હોય કે મોટી હોય તેથી શું? તું સતી છે; મારી ગુરુ છે. હું તને નમસ્કાર કરું છું. ગુણની પૂજા થાય, નહિ કે ઉંમરની. તું તારા આ વ્રતમાં પર્વત જેવી અડગ રહે. આ વૃદ્ધ તાપસીના અંતરના ઊંડાણમાંથી નીકળતા આશીર્વાદ છે. બેટા સીતા, આ દિવ્ય વસ્ત્રો, દિવ્ય આભૂષણો અને દિવ્ય અંગરાગ (લેપ) આપું છું તે તું ધારણ કર. એથી તું તારા વ્રતમાં અચલ રહી શકશે.'

આમ કહીને તેણે એ સૌ સીતાને આપ્યું અને જાનકીએ એ બધું ધારણ પણ કર્યું એટલે તે કોઈ દેવી જેવી શોભવા લાગી. આવી પરમતેજસ્વી સીતાને જોઈને રામને ઘણો આનંદ થયો.

પછી અત્રિના આશ્રમમાં રાત ગાળીને બીજે દિવસે આગળ જવા માટે રામે તેમની વિદાય માગી. એટલે ઋષિએ કહ્યું : 'તમે અહીં જ રહો એમ અમે ઇચ્છીએ છીએ. એથી અમને તમારા સમાગમનો ઠીકઠીક લાભ

મળશે. અહીંથી આગળ તો ભયંકર દંડકવન આવે છે. તેમાં માણસોને પણ ખાઈ જનારા ઘોર, ક્રૂર રાક્ષસોનો વાસ છે. ત્યાં રહેનારા દ્વિજોને તે વારંવાર સતાવે છે.'

એટલે રામે કહ્યું: 'મહારાજ, જો દંડકવનમાં એમ જ છે, તો અમારે ત્યાં સત્વર જવું જોઈએ. આપ જેવા દ્વિજો નિર્વિઘ્ને તપ કરી શકે એવી સગવડ કરી આપવાનું કામ અમ ક્ષત્રિયોનું છે. દંડકવનમાં જઈને હું રાક્ષસોનો ત્રાસ મિટાવી શકું, તો મારું વનમાં આવ્યું સાર્થક થાય. માટે અહીં રોકાઈ જવાનો આગ્રહ મને ન કરતાં, દંડકમાં જવાની રજા આપો.'

આવાં, સાચા ક્ષત્રિયને શોભે તેવાં, રામનાં વચન સાંભળીને અત્યંત ઉત્સાહ તથા આનંદમાં આવી ગયેલા અત્રિએ તેમજ બીજા બધા તાપસોએ તેમને વિદાય દીધી: 'હવે સાચવીને જજો. માર્ગ બહુ વિકટ છે, ને વન ઘણું ભયંકર છે. માયાવી રાક્ષસોથી ચેતતા રહેજો. આવા વનમાં પણ ઠેર-ઠેર ઋષિમુનિઓના આશ્રમો છે જ. ભગવાન અગસ્ત્ય મુનિના પ્રતાપથી તેઓ ત્યાં વસવાટ કરી શક્યા છે. તમે તેમના આશ્રમોએ જજો. આ માર્ગે તે બાજુ જવાશે.'

હવે ઋષિઓએ બતાવેલા માર્ગે ત્રણે જણે ચાલવા માંડ્યું. આગળ રામ, પાછળ સીતા અને છેલ્લો લક્ષ્મણ એમ ત્રણે જણ જવા લાગ્યાં.

# અરણ્યકાણ્ડ

## ૧

## દંડકમાં પ્રવેશ

પ્રદેશ છેક અજાણ્યો હતો. વનમાં વાસ કરનારને પણ તે ભૂલથાપ ખવરાવે એવો હતો. રખેને કોઈ બાજુએથી હિંસક પશુ આવી ચડે કે એકાદ રાક્ષસ ધસી આવે, એ ડરથી તેઓ અત્યંત સાવધાનીથી આગળ વધતાં હતાં. ધીરેધીરે દંડકમાં ઠીકઠીક પ્રવેશ કર્યો. એટલામાં એક ભયંકર રાક્ષસ ધસી આવ્યો. તે એટલા વેગથી આવી પહોંચ્યો, કે તેનાથી બચવા માટે રામલક્ષ્મણ કંઈ પણ કરે ત્યાર પહેલાં તો તેણે એમની વચ્ચેથી સીતાને ઉપાડી લીધી. પછી સીતાને ખોળામાં બેસાડીને તેણે રામને કહ્યું: 'જટા ધારણ કરનાર આ ભિખારી રાજકુમાર, આ સુંદર સ્ત્રીને લઈને અહીં કેમ

આવ્યો છે ? આ હવે મારી બૈરી થશે. હું તમને બંનેને ખાઈ જઈશ અને આની સાથે વનમાં યથેચ્છ વિહાર કરીશ. '

વૈદેહી રાક્ષસના પંજામાં સપડાઈ તેથી બંનેનાં કાળજાં કપાઈ ગયાં. તેમણે તેની સામે બાણ મૂક્યાં. એટલે સીતાને ગુફામાં બેસાડીને તે તેમની સાથે લડવા આવ્યો. રામને અને લક્ષ્મણને સામી બાકરી બાંધતા જોઈને તે બોલ્યો: ' આ નાદાન છોકરાં, વિરાધની સામે બાકરી બાંધનારના શા હાલ થાય છે તે હમણાં જ અનુભવો. ' આમ કહીને તેણે તેમની ઉપર ધસારો કર્યો. જોતજોતામાં તો તેણે એ બેઉને પકડીને બે બગલમાં દબાવ્યા. એટલે તેમણે તેના હાથ કાપ્યા. તેણે બરાડા પાડતાંપાડતાં તેમને પડતા મૂક્યા. હવે રામે વીજળીવેગે વિરાધ પર ધસારો કરીને તેને નીચે પાડ્યો. આ રાક્ષસ બીજી કોઈ રીતે મરવાનો નથી એમ જાણીને રામે તેના ગળા પર પગ દઈને લક્ષ્મણને કહ્યું : ' લક્ષ્મણ, આ રાક્ષસ શસ્ત્રાસ્ત્રથી મરવાનો નથી. હું એના ગળા પર પગ દબાવીને ઊભો છું, એટલામાં તું એક મોટો ખાડો ખોદ. પછી આપણે તેને એમાં નાંખીને ઉપર માટી પૂરીશું. એને મારવાનો આ એકલો જ સફળ ઉપાય છે. '

રામના કહેવાથી લક્ષ્મણે ખાડો ખોદ્યો અને તેમણે વિરાધને તેમાં નાંખીને ઉપર માટી પૂરીને દાટી દીધો.

જ્યારથી વિરાધે સીતાને ઊપાડી ત્યારથી જ તેના તો હોશકોશ ઊડી ગયા હતા. અને જ્યારે તેણે તેને ગુફામાં મૂકીને રામલક્ષ્મણને બગલમાં ઘાલ્યા, ત્યારે તો તે બેભાન

થઈ ગઈ. વિરાધને દાટી દઈ ને જ્યારે બંને ભાઈ તેની પાસે હર્ષભેર આવ્યા ત્યારે જ તેના જીવમાં જીવ આવ્યો. વન એટલે શું અને તેનાં દુઃખ કેવાં, એની ખબર હવે સીતાને પડી ગઈ. હવે ત્રણે જણે વધારે સાવચેતીથી આગળ ચાલવા માંડ્યું. રાત ને દિવસ તેઓ બરાબર સાવધાન રહેવા લાગ્યાં.

વિરાધ મરાયાની વાત જાણીને રાક્ષસોએ પણ મોંમાં આંગળીઓ ઘાલી. વિરાધ જેવા મહાન બલશાળીને આ બે બાળકોએ માર્યો એ જાણીને એમની સાથે અદાવત બાંધવાની બીજા કોઈ રાક્ષસની હિંમત ચાલી નહિ. દંડકમાં પેસતાં જ ત્રણે જણની આકરી કસોટી થઈ ગઈ એ વાત સાચી, પણ એ કસોટીએ તેમને રાક્ષસો તરફથી ભવિષ્યમાં આવી પડનાર અનેક કષ્ટોમાંથી ઉગારી લીધાં.

એક આશ્રમેથી બીજે આશ્રમે એમ કરતાંકરતાં તેઓ શરભંગ ઋષિના આશ્રમે ગયાં. ઋષિને તેમની ખબર પહેલેથી થઈ હતી. અને તેથી પોતાનો કાળ આવી પહોંચેલો હતો છતાં, એ ત્રિપુટીનાં દર્શન કરવાની ખાતર તેઓ પોતાનો દેહ ટકાવી રહ્યા હતા. એટલે રામ વગેરેની આગતાસ્વાગતા કરીને શરભંગે યજ્ઞનો અગ્નિ પ્રગટાવ્યો અને પછી તેમાં પોતાની જાતને હોમી દીધી.

આ રીતે માટીની કાયા છોડીને ઋષિએ આ દુનિયામાંથી વિદાય લીધી. એટલે ત્રણે જણ ત્યાંથી સુતીક્ષ્ણ મુનિના આશ્રમમાં ગયાં. અહીં તેમને અનેક ઋષિમુનિઓ મળ્યા. સૌ તેમને પોતાના આશ્રમે આવીને વસવાનો આગ્રહ કરવા લાગ્યા. કોઈનું ય કહેણ તેમનાથી પાછું ઠેલી શકાયું નહિ.

તેથી તેમણે હવે એક આશ્રમેથી બીજે આશ્રમે વસવાટ કરવા માંડ્યો. કોઈ જગાએ ચાર છ માસ, કોઈ સ્થાને આઠ-દશ માસ, ને કોઈ જગાએ વર્ષ બે વર્ષ તેઓ રહેતાં. આમ રખડતાંરખડતાં દશ વર્ષ વહી ગયાં.

૨

## અગસ્ત્યના આશ્રમે

દંડકમાં તેઓ જ્યાં જ્યાં જતાં, ત્યાં ત્યાં તેઓ અગસ્ત્ય મુનિની ઘણી પ્રશંસા સાંભળતાં. તેઓ ઉત્તરમાંથી દક્ષિણમાં કેવી રીતે આવ્યા, તેમણે વિંધ્ય કેવી રીતે ઓળંગ્યો અને રાક્ષસોને હણીને દ્વિજોને વસવા માટે કેવી રીતે સરળતા કરી આપી વગેરે સંબંધી અનેક વાતો તેઓ સાંભળતાં.

આથી એમને ભગવાન અગસ્ત્યનાં દર્શન કરવાની ઇચ્છા થઈ હતી. દંડકમાં રખડતાંરખડતાં દશ વર્ષ વીતી ગયાં, છતાં પણ તેઓ તેમનાં દર્શન કરી શક્યાં નહોતાં. તેથી તેમણે હવે અગસ્ત્યના આશ્રમે જવાનો નિશ્ચય કર્યો. સુતીક્ષ્ણ અને બીજા સર્વ ઋષિમુનિઓની વિદાય લઈને તેઓ નીકળ્યાં. માર્ગમાં વનની લીલા નીરખતાંનીરખતાં તેઓ આશ્રમ નજીક પહોંચ્યાં, એટલે રામે સીતાને અને

લક્ષ્મણને કહ્યું : 'જુઓ, આ દેખાય છે એ જ ભગવાન અગસ્ત્યનો આશ્રમ હોવો જોઈએ. કેવું સુંદર રમ્ય સ્થાન છે! હરિણો ચરે છે, ગાયો નિરાંતે વાગોળે છે, વાછડાં કૂદાકૂદ કરે છે, ને પ્રાણીમાત્ર સહજ વેર ભૂલીને એક-બીજા સાથે પ્રેમથી રહે છે ને ગેલ કરે છે. ઝાડની આસપાસ કરેલા પાણીના ક્યારામાંથી મોર પાણી પીએ છે. વાડીમાં ફૂલ ખીલી રહ્યાં છે, વૃક્ષો સુમધુર પરિપકવ ફળોથી લચી પડ્યાં છે. ઘાસ અને પાંદડાંથી બાંધેલી કેવી રૂપાળી, નાની, સ્વચ્છ, મોહક ઝૂંપડીઓ છે! વાડોએ વલ્કલ સૂકવેલાં છે. આશ્રમમાંથી વેદધ્વનિ આવે છે. યજ્ઞમાં હોમાયેલાં સુગંધી દ્રવ્યોની મહેક અહીં સુધી આવે છે, તથા ધુમાડો ચક્રાકારે ગગનમાં જાય છે. આવી પરમશાંત અને પવિત્ર જગાએ આવવાનું આપણને અત્યાર સુધી કેમ ન સૂઝ્યું? હશે. આટલે વર્ષે પણ આપણે આ આશ્રમનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયાં ખરાં!'

આમ કહીને તેમણે સીતા અને લક્ષ્મણની સાથે આશ્રમમાં પ્રવેશ કર્યો ને તપથી ઝળહળતા વૃદ્ધ અગસ્ત્ય મુનિને વંદન કર્યાં. મુનિએ તેમને આશીર્વાદ આપીને કહ્યું : 'રામ, દશ વર્ષથી દંડકમાં ફરો છો, ત્યારે આટલે વર્ષે અહીં આવવાની ફુરસદ મળી? હું તો તમારી વાટ જ જોયા કરું છું. ઘણા મોડા આવ્યા. હશે, મોડા તો મોડા પણ આખરે તમે આવ્યા તેથી મને ઘણો સંતોષ થયો છે. તમે અહીં નિરાંતે રહો, આરામ લો, થાક ઉતારો, સ્નાન-સંધ્યાથી પરવારો, ખાઓપીઓ ને પછી મારી પાસે આવો. મારે જે કંઈ કહેવુંકરવું છે, તે હું ત્યાર પછી કહીશ.'

થાક ખાઈને સ્વસ્થ અને શાંત ચિત્તે જ્યારે તેઓ મુનિ પાસે ગયાં, ત્યારે મુનિએ તેમને કહ્યું : 'રામ અને લક્ષ્મણ, ઉત્તરમાંથી પહેલવહેલો હું જ અહીં આવ્યો. તે વખતે તો આ સ્થાન સાક્ષાત્ યમાલય જ હતું. માણસોને ખાઈ જનાર રાક્ષસોનો ને પશુપક્ષીઓનો ભારે ત્રાસ હતો. આજે તો, તે વખતની સાથે સરખાવતાં, અહીં લીલાલહેર છે. દ્વિજોનું અને તપસ્વીઓનું રક્ષણ કરતાંકરતાં હું હવે છેક ઘરડો થઈ ગયો છું. રક્ષણ કરવાનું કામ ક્ષત્રિયોનું છે, છતાં તેમના અભાવે મારે એ કામ આજ સુધી કરવું પડ્યું છે. પણ હવે તમે અહીં આવ્યા છો. દંડકમાં ઠેરઠેર ફરી-ફરીને તમે અનેક ઉપદ્રવો મટાડ્યા છે. તમારાં પરાક્રમોની સેંકડો વાતો મારે કાને આવી છે. જ્યારથી મેં એ બધું સાંભળ્યું છે ત્યારથી તમને મળવા માટે મારો જીવ હમેશ તલસતો રહ્યો છે. મારી હવે એક જ અભિલાષા છે. બોલો રામ, તમે એ પૂરી કરી શકશો ?'

રામે માથું નમાવીને કહ્યું : 'ભગવાન, અમે તો આપની સેવામાં હાજર જ છીએ. આપ ફરમાવો એટલી વાર. આપની આજ્ઞા યથાશક્તિ ઉઠાવીશ.'

અગસ્ત્યે પ્રસન્નતાથી કહ્યું : 'વત્સ રામ, તમારે માટે કામ ભારે નથી. મેં અત્યાર સુધી જે કામનો ભાર વહ્યા કર્યો છે, તે હવે તમે ઉપાડી લો. મારી આ ચતુર્થા-વસ્થામાં પરમશાંતિમાં રહીને જપ, તપ, હોમ વગેરેમાં જીવન ગાળવાની મને ખાસ ઇચ્છા છે. રામ, હજી તમારે આગળ પર મહાપરાક્રમી રાક્ષસો સાથે ઝઘડવું પડશે. તે

વખતે તમારાં આ શસ્ત્રાસ્ત્રો કામમાં નહિ આવે. માટે હું તમને આ દિવ્ય અસ્ત્રો આપું છું તે લો. જુઓ, દેવાસુર-સંગ્રામમાં વપરાતું આ વૈષ્ણવી ધનુષ છે, ઇન્દ્રે આપેલું બ્રહ્મદત્ત નામનું આ અમોઘ બાણ છે, કદી બાણો ખૂટે જ નહિ એવાં આ બે અક્ષય્ય ભાથાં છે, સોના તથા રત્નોથી જડેલી મૂઠવાળી આ અદ્વિતીય તરવાર છે. તમે આ સર્વ આયુધો લો ને એમની વડે આ જનસ્થાનનું રક્ષણ કરો.'

આમ કહીને અગસ્ત્ય ઋષિએ એ આયુધો રામને યથાવિધિ આપ્યાં ને રામે તે આભાર સાથે ગ્રહણ કર્યાં.

હવે રામે હાથ જોડીને નમ્રતાથી મુનિને કહ્યું: 'ભગવાન, મારી ઉપર આપે ઘણી કૃપા કરી. આપની આજ્ઞા મુજબ હું હમેશાં વર્તીશ. પણ મારે હવે ક્યાં વાસ કરવો તે મને જણાવો. મારી સાથે આ સીતાદેવી છે. એના દિવસો આનંદમાં જાય એવું કોઈ રમ્ય સ્થાન મને બતાવો. ત્યાં અમે વાસ કરીએ.'

ઋષિએ રામ પર પ્રસન્ન થઈને હસતાંહસતાં કહ્યું: 'રામ, તમે ત્રણ જણ સુખરૂપ રહીને આનંદમાં દિવસો ગાળી શકો અને છતાં આખા સ્થાન પર આંખ રાખી શકો, એવું એક ઉત્તમ સ્થાન તમને બતાવું છું. અહીંથી તમે પશ્ચિમમાં જજો ને પછી દક્ષિણ તરફ વળજો. માર્ગ કંઈ અટપટો નથી. જતાંજતાં રમ્ય ગોદાવરી આવશે. તેના તટ પર પંચવટી છે. પંચવટી કઈ એ કોઈને પૂછવું જ નહિ પડે. ફળફૂલથી લચી રહેલાં વૃક્ષોની ઘટા, રૂમઝુમ વહેતાં ઝરણાં, પક્ષીઓના કલરવ અને હરણોની દોડધામ જુઓ એટલે જાણજો કે તમે

પંચવટીમાં પગ મૂકયો છે. જાઓ ત્યારે, સુખેથી જાઓ, ને પંચવટીમાં વાસ કરો. અમારા સર્વના આશીર્વાદ લઈને જાઓ. ભગવાન તમારું ભલું કરે.'

૩

## પંચવટીએ

સવારમાં સ્નાનસંધ્યાથી પરવારીને, યજ્ઞના અગ્નિની પ્રદક્ષિણા કરીને અને સર્વ આશ્રમવાસીઓની વિદાય લઈને ત્રણે જણ પંચવટી જવા નીકળ્યાં. થોડુંક ચાલ્યાં એટલામાં એક વિચિત્ર પ્રાણી આવતું દેખાયું. એ માણસ હતું કે પક્ષી તેનો નિર્ણય થઈ શકતો નહોતો. એનું શરીર પહાડ જેવું હતું ને એનો ચાલવાનો વેગ પવન જેવો હતો. એને જોઈને જ બંને ભાઈઓ સાવધ થઈ ગયા. જ્યારે તે નજીક આવ્યું ત્યારે રામે તેને પૂછ્યું : 'આવું વિચિત્ર શરીર ધારણ કરનાર તું કોણ ?'

તેણે મધુર અને સંસ્કારી વાણીમાં વિનયપૂર્વક કહ્યું : 'હું શ્યેનીનો પુત્ર જટાયુ છું. ઘણો વૃદ્ધ થઈ જવાથી અત્યારે તો હું બહુ અશક્ત થઈ ગયો છું. પણ જુવાનીમાં મેં સંતોનું બહુ રક્ષણ કર્યું છે ને એ રીતે અગસ્ત્યને ઘણી મદદ કરી છે. અત્યારે પણ સંતોનું રક્ષણ અને

અસંતોનો સંહાર યથાશક્તિ કરું છું. મને જોઈને તમે કંઈક ગભરાયેલાં લાગો છો. પણ તમારે લગારે ય ગભરાવું નહિ. મને તમારા વડીલ સ્નેહી તરીકે ગણજો. હવે હું તમને પૂછું છું—તમે કોણ છો ? રાજકુમાર લાગો છો, છતાં વલ્કલ ને જટા ધારણ કરો છો. વળી સાથે સુંદર સુકુમાર નારી પણ છે. આવા ભયંકર વનમાં આવી મનોહર નારીને લઈને અવાતું હશે ? બોલો ત્યારે, તમે કોણ છો ને શા માટે આવ્યાં છો ? '

આ સાંભળીને લક્ષ્મણે તેને બધી વાત કહી. એટલે જટાયુએ હર્ષમાં આવી જઈને ઉદ્ગાર કાઢ્યા : ' ઓહો ! તમે દશરથનાં સંતાન ! દશરથ તો મારો પરમસખા ! આવાં, કેળનાં ગર્ભ જેવાંને વનમાં મોકલવાનું એમને ક્યાંથી સૂઝ્યું ? ખેર, હવે તમે પંચવટીમાં નિરાંતે રહો. ખાઓ, પીઓ ને મઝા કરો. મારા સરખું કામ પડે તો મને બોલાવજો. હું આટલામાં જ ફર્યા કરું છું. અવારનવાર હું તમારી ખબરઅંતર કાઢતો રહીશ. '

આમ કહીને જટાયુ ચાલ્યો ગયો, એટલે ત્રણે જણ પંચવટીએ ગયાં. શી તેની શોભા ! શીતલ જલવાળી ગોદાવરી મૈયા વેગથી વહેતી હતી. ઠંડા, મધુર પવનની લહેરો આવતી હતી. વૃક્ષોની ઘટા, પુષ્પસમૃદ્ધિ, લચી રહેલાં ભાતભાતનાં ફળ, મધુર કંઠથી કૂજન કરતાં પક્ષી—આ સર્વ જાણે તેમને ચાહીચાહીને બોલાવતાં હતાં, લલચાવતાં હતાં. મન જે રમ્ય સ્થાનમાં વસવા માટે તલસ્યા કરતું હતું, તે રમ્ય સ્થાન જાણે આજે મળી ગયું !

આવી પંચવટીમાં ત્રણે જણે વાસ કર્યો. લાકડાં, ઘાસ અને પાંદડાંની સરસ ઝૂંપડી રામલક્ષ્મણે તૈયાર કરી દીધી અને સીતાએ તેને શણગારી. રાજમહેલમાં જે સુખ ન મળે તે સુખ તેમણે આ ઝૂંપડીમાં અનુભવવા માંડ્યું. પર્ણકુટીની આસપાસ એક સુંદર બગીચો પણ બનાવ્યો હતો. સીતા પોતાનો આખો દિવસ ઘરકામમાં, રામ સાથે વાતચીતમાં કે પછી બગીચામાં હરવાફરવા કે કામ કરવામાં ગાળતી હતી. દિવસ ક્યારે પૂરો થયો ને રાત ક્યારે વીતી ગઈ, એ જ જણાતું નહોતું. આવી રીતે પંચવટીમાં રહેતાંરહેતાં દિવસો પર દિવસો જવા લાગ્યા.

૮

## શૂર્પણખા

એક દિવસ રામ, સીતા ને લક્ષ્મણ બાગમાં બેઠાંબેઠાં અલકમલકની વાતો કરતાં હતાં. પંચવટીનો વાસ કેવો સુખકર છે તેની ચર્ચા ચાલતી હતી. એટલામાં તેમની પાસે એક રાક્ષસી આવી ચડી. મોટા ગોળા જેવું માથું, દોરડીઓ જેવા વાળ, ઊંટના જેવા લાંબા લબડતા હોઠ, લાંબું લબડતું અને ભૂંગળાં જેવું નાક, હાથીના કાન જેવા કાન, પખાલ જેવું પેટ, મશકો જેવા લબડતા સ્તન, ઝાડનાં ઠૂંઠાં જેવા

પગ અને સૂપડા જેવા નખ—(આવી સુન્દરી!) તેમની પાસે આવી ચડી.

તેણે જુવાન અને અતિ મનોહર શ્યામસુંદર રામને જોયા કે તેનું મન ચળ્યું. એને થયું કે રામે મારી સાથે વિવાહ કરવા જોઈએ, ત્યારે આ સ્ત્રી એને ક્યાંથી લઈ પડી છે? વિહ્‌વલ બનેલી રાક્ષસીએ રામને પૃછ્યું: 'અરે રાજકુમાર, તમે કોણ છો? અહીં શા માટે આવ્યા છો? આવી કદરૂપી બૈરીને ક્યાંથી લાવ્યા છો? એની સાથે રહેવાનું તમને ગમે છે કેમ? તમારા રૂપનો વિચાર કરો. કમળ જેવી આંખો, પરવાળાં જેવા હોઠ, ગુલાબ જેવા ગાલ, આખલાની ખાંધ જેવા ખભો, સિંહ જેવી છાતી, હાથીની શૂંઢ જેવા હાથ, આવું સુંદર રૂપ અને ફાટુફાટુ થતી જુવાની—આવા તમારા રૂપ પર કોણ ન મોહે! હું તમને વીનવું છું કે તમે આ બેડોળ બૈરીને છોડી દો. જુઓ મારું રૂપ. અમે રાક્ષસો માણસો પર નજર પણ ન કરીએ. તેમાં વળી હું તો લંકાધિપતિ રાક્ષસેન્દ્ર રાવણની બહેન શૂર્પણખા છું. અને છતાં મારા કુલની મર્યાદા ઓળંગીને તમારી સાથે ઘર માંડવા હું તૈયાર થઈ છું. માટે તમે મારી સાથે ચાલો. આપણે આ વનમાં હરીશું, ફરીશું ને મઝા માણીશું. મારા જેવી તમને કદી મળવાની નથી.'

રાક્ષસીની વિહ્‌વલતા જોઈને રામે હસતાંહસતાં કહ્યું: 'અમે સૂર્યવંશના અયોધ્યાપતિ દશરથનાં સંતાન છીએ. આ મારો ભાઈ લક્ષ્મણ છે ને આ મારી ધર્મપત્ની સીતા છે. મારે તો એકપત્નીવ્રત છે. એટલે મારાથી

તારી સાથે કોઈ જાતનો વહેવાર રાખી શકાય નહિ. પણ, આ મારો ભાઈ લક્ષ્મણ બહુ રૂપાળો ને પરાક્રમી છે. એ અહીં એકલો છે. તો તું એને જ વીનવ. એને પતિ બનાવીને તું કૃતકૃત્ય થઈ જશે.'

રામનાં વચન સાંભળીને મોહવશ શૂર્પણખાએ લક્ષ્મણ તરફ જોયું અને એ જુવાન બ્રહ્મચારીનાં રૂપયૌવનથી ઘેલી બની ગઈ. તેણે લક્ષ્મણને પતિ બનવાની વિનંતી કરી, એટલે લક્ષ્મણે હસતાંહસતાં કહ્યું: 'હે પરમમનોહર રાક્ષસકુમારી, મારામાં એવું શું છે કે તું મારી ઉપર મોહી પડી છે? અમે તો ઘરબાર વગરનાં ને રખડતાં છીએ. હું તો રામનો નાનો ભાઈ છું અને આખું જીવન તેમની સેવામાં ગાળવાનો છું. હું તો એમનો દાસ. ત્યારે મારી સાથે ઘર માંડીને તારે પણ દાસી બનવું છે? ના, ના, તારાં આ અપૂર્વ રૂપરંગને દાસીપણું શોભે નહિ! માટે તું મારી સાથે છેડા ગાંઠવાની હઠ છોડી દે. તારે માટે તો મોટાભાઈ જ યોગ્ય છે.'

'બાઈ, બાઈ, ચાળણી, ઈસકે ઘેર'ના જેવી દશા થતી જોઈને શૂર્પણખાને ક્રોધ ચડ્યો. સીતાના કારણે જ રામ મને સંઘરતા નથી, એમ વિચારીને તે સીતાને ખાઈ જવા ધસી. એટલે હસવામાંથી ખસવું થઈ ગયું જોઈને રામે લક્ષ્મણને ઇસારો કર્યો. તરત જ લક્ષ્મણે ખડ્ગ કાઢીને શૂર્પણખાનાં નાક–કાન કાપી નાંખ્યાં. નાક–કાન છેદાયાં એટલે તે ભયંકર ચીસો પાડતી, લોહીટપકતી વનમાં ભાગી ગઈ.

હવે રામલક્ષ્મણને વિચાર આવ્યો કે નાહકની પીડા ઊભી કરી. કારણ કે હવે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની જરૂર પડવાની. તેઓ આમ વિચાર કરે છે એટલામાં તો શૂર્પણખાનું વેર વાળવા માટે ખર, દૂષણ અને ત્રિશિરા નામે ત્રણ રાક્ષસો ચૌદ હજારની સેના લઈને દોડી આવ્યા અને રામલક્ષ્મણ પર પથ્થરો તથા વૃક્ષોનો વરસાદ વરસાવવા લાગ્યા. એટલે રામે તેમની સાથે લડવા માંડ્યું અને લક્ષ્મણ સીતાની રક્ષા કરવામાં રોકાયા. યુદ્ધ તો ભયંકર થયું. રામે કદી નહિ બતાવેલું પરાક્રમ અહીં બતાવ્યું. એમણે ખર, દૂષણ, ત્રિશિરા અને બીજા ચૌદે હજાર રાક્ષસોનો વધ કર્યો. આ રીતે જનસ્થાનના લગભગ બધા રાક્ષસોનો સંહાર થઈ ગયો.

શૂર્પણખાએ જોયું કે આ તો મોટો અનર્થ થયો; ભોગ ભોગવવાને બદલે નાક–કાન ગયાં અને વેર વાળવાને ઠેકાણે ચૌદ હજારનો ઘાણ નીકળી ગયો. એટલે ભયથી ધ્રૂજતી અને ક્રોધથી કંપતી તે દોડતી લંકામાં પહોંચી અને અમાત્યોની વચ્ચે બેઠેલા રાવણને કહેવા લાગી : ‘ભાઈ રાવણ, તું નિરાંતે કેમ બેસી રહ્યો છે? જનસ્થાન એકલા રામ વડે રાક્ષસશૂન્ય કરાયું છે એની તને ખબર નથી? એકલા રામે ખર, દૂષણ સાથે ચૌદ હજાર રાક્ષસોને રણમાં રોળ્યા છે! એણે ઋષિઓને અભયદાન દીધું છે. હવે જનસ્થાન આપણું મટીને તેનું થયું છે.’

શૂર્પણખાની વાત સાંભળીને તથા તેને નાક–કાન વગરની જોઈને રાવણે કહ્યું : ‘બહેન, શાન્ત થા, તું જેના પરાક્રમની

વાત કરે છે તે રામ કોણ છે? ક્યાંથી આવ્યો છે? શા માટે આવ્યો છે? અને તું શા કારણે આવી વિરૂપ બની છે? તારાં નાક–કાન ક્યાં?'

ક્રોધથી બળતી શૂર્પણખાએ કહ્યું : 'એ રામ અયોધ્યાના રાજા દશરથનો મોટો છોકરો છે. બાપના કહેવાથી તે વનમાં આવ્યો છે. તેની સાથે તેની પત્ની સીતા અને નાનો ભાઈ લક્ષ્મણ છે. બંને ભાઈ મહાપરાક્રમી છે. આજકાલ કરતાં દશબાર વર્ષથી તેમણે દંડકમાં વાસ કર્યો છે. જ્યારથી તે દંડકમાં આવ્યા છે, ત્યારથી અવારનવાર તેઓ રાક્ષસોનો નાશ કરતા જ જાય છે.

'એક વખત ફરતીફરતી હું પંચવટીમાં ગઈ. ત્યાં તેઓ રહે છે. મેં ત્યાં પેલી સીતાને—રામની પત્નીને—જોઈ. રાવણ, શું એનું રૂપ છે? માયા પણ મોહી જાય! એ નથી દેવી, નથી કિન્નરી, નથી યક્ષી કે નથી ગંધર્વી. એને જોતાં જ મને થયું : સીતા વનમાં ન શોભે. રાક્ષસરાજ લંકેશ્વર રાવણને ઘેર જ શોભે. રાવણ, સીતા જેને પ્રેમથી ભેટે તે નરનું જીવ્યું સફળ, તે જ પરમ સુખી. મને થયું કે આ નારીરત્નની ભેટ હું ભાઈને આપું ને એ રીતે એને ભાભી બનાવું. તેથી હું તારે માટે તેને લેવા ગઈ. એ કારણે લક્ષ્મણે મારાં નાક–કાન કાપ્યાં. પછી તો રામની સાથે આપણા પક્ષે ભયંકર યુદ્ધ કર્યું. પણ એકલા રામે ખર, દૂષણ વગેરે ચૌદ હજારનો સંહાર કર્યો. રાવણ, તારે માટે સીતાને લેવા જતાં આ બધો અનર્થ વેઠવો પડ્યો છે. હવે તારે કરવું હોય તે કર. બાકી જ્યારે હું તને એ સીતાની

સાથે વિહાર કરતો જોઉં ત્યારે જ મારી આંતરડી ઠરે, ત્યારે જ મારું વેર વળે.'

જનસ્થાન રાક્ષસશૂન્ય કરાયેલું છે એ સાંભળીને ક્રોધથી સળગી ઊઠેલા અને સીતાના અનુપમ સૌન્દર્યના વર્ણનથી વિહ્વલ બનેલા રાવણે શૂર્પણખાને આશ્વાસન આપતાં કહ્યું: 'બહેન, તારા વિના મારે માટે આવું જોખમ બીજું કોણ ખેડે? ફિકર નહિ. એ રામના શા ભાર છે? એને હું મચ્છરની જેમ મચરડી નાંખીશ. અને પેલી સીતા! એને તો હું જરૂર ઉપાડી લાવવાનો. એ મારા અંતઃપુરને અજવાળશે.'

## ૫

## મૃગવધ

રાવણ રથમાં બેસીને આકાશમાર્ગે ગયો જ્યાં મારીચ તપ કરતો હતો ત્યાં. મારીચે તેનો યોગ્ય સત્કાર કરીને આવવાનું કારણ પૂછ્યું. રાવણે કહ્યું: 'ભાઈ મારીચ, મારે તારું ખાસ કામ છે. પંચવટીમાં રામ, લક્ષ્મણ ને સીતા રહે છે. રામે જનસ્થાનને રાક્ષસશૂન્ય બનાવ્યું છે.

માટે તેની પરમ મનોહર સીતાને મારે ઉપાડી લાવવી છે. તું મને મદદ કરવા ચાલ.'

મારીચે સલાહ આપી: 'રાક્ષસરાજ, રામના પરાક્રમની તમને ખબર નથી. વિશ્વામિત્રના યજ્ઞ વખતે મેં તેમના બાણનો આસ્વાદ લીધો છે. સિંહના મોંમાં માથું ઘાલવું સહેલું હોય, પણ રામની સીતા લેવી સહેલી નથી. માટે એ વિચાર માંડી જ વાળો.'

પણ રાવણ તેનું સાંભળે તો તે રાવણ શેનો? એને વેર વાળવું હતું, તેમ જ એનું મન સીતાના સૌન્દર્યના વર્ણનથી વિહ્‌વલ થયું હતું. તેથી તેણે કહ્યું: 'મારે તારી શિખામણની જરૂર નથી. બોલ, મારી સાથે આવે છે કે નહિ?'

રાવણને ક્રોધે ભરાયેલો જોઈને મારીચે નમ્રતાથી કહ્યું: 'મહારાજ, થોડા શાન્ત પડો ને વિચારો. પારકી બાયડી લાવવાથી શાં લહાણ કાઢવાના છો? રાજાને આવાં અપલક્ષણ ન શોભે. તેમાં વળી આ તો રામની સાથે બાકરી બાંધવાની છે. તમે લાખ કરશો તો પણ સતી સીતા તમને સ્વીકારવાની નથી. લંકાનું રાજ્ય સલામત રાખવું હોય તો મારું માનો. આજે તો શૂર્પણખાના અડપલાથી દંડકવન રાક્ષસશૂન્ય કરાયું છે, પણ આવતી કાલે તમારા આ અડપલાથી—સીતાહરણથી—આખી પૃથ્વી રાક્ષસશૂન્ય થશે. માટે મારું માનીને ઘેર પાછા જાઓ અને સુખથી રહો.'

મારીચનાં આ વચનથી રાવણને પગથી માથા સુધી લાગી ગઈ. તે ભભૂકી ઊઠ્યો: 'મારે શું કરવું ને શું

ન કરવું, તે હું સારી પેઠે સમજું છું. તારા ઉપદેશની મને જરૂર નથી. અલ્યા, હું રાવણ! શું હું એ ભિખારી રામથી ડરી જાઉં? આભ પડે કે પાતાળ ફાટે પણ મારે સીતાને લાવવી તે લાવવી જ. બોલ, મારી સાથે આવે છે કે પછી અહીં જ પરલોકમાં જવું છે?'

રાવણ માનવાનો જ નથી એમ જાણીને મારીચે વિચાર્યું: 'રાવણને હાથે એમ ને એમ મરવું, તેના કરતાં રામની સીતાનું હરણ કરવામાં રાવણને મદદ દઈને મરવું બહેતર છે. મરતાંમરતાં જૂનું વેર વાળવાનો સંતોષ તો મળશે!'

આમ વિચારીને મારીચ નછૂટકે રાવણની સાથે ચાલ્યો. બંને જણ પંચવટીએ પહોંચ્યા. ઝાડની ઘટા પાછળ છુપાઈને રાવણે મારીચને કહ્યું: 'મારીચ, જે કામ માટે આપણે આવ્યા છીએ તે કામ હવે જલદી પતાવી દઈએ. તું સોનેરી મૃગ બનીને સીતાના મનનું હરણ કર. એટલે રામલક્ષ્મણ તને પકડવા માટે તારી પાછળ પડશે. તું એમને દૂર ખેંચી જજે અને એકલી પડેલી સીતાને હું ઉપાડી લઈશ.'

તરત જ મારીચે માયાવી મૃગનું રૂપ લીધું. સીતાની વાડીમાં સોનેરી ચામડાવાળો, રૂપેરી રૂવાંવાળો, અને રત્નજડિત શીંગડીઓવાળો મૃગ ચરવા લાગ્યો. આ વખતે સીતા વાડીમાં ફૂલ વીણતી ફરતી હતી. તેની દૃષ્ટિએ આ અદ્ભુત મૃગ પડતાં જ તેનું મન મોહી ગયું. તરત જ એણે રામને બોલાવીને કહ્યું: 'આર્યપુત્ર, જુઓ આ મૃગ! કેવા સુંદર છે! મને એ લાવી આપો. એની સાથે વિનોદ કરીને દિવસો

ગાળીશું. જીવતો ન પકડાય તો છેવટે મરેલો પણ લાવો. એનું સુંદર ચર્મ થશે. પંચવટીના સંભારણા તરીકે આપણે એ ચર્મ અયોધ્યા લઈ જઈશું.'

રામે કહ્યું : 'દેવી, વાડીમાં વિશ્વાસથી ચરવા આવેલા મૃગને ફસાવવો એ ઠીક નથી. વળી આવા રૂપરંગવાળો મૃગ હોય છે એવું કદી સાંભળ્યું પણ નથી. આ તો રાક્ષસભૂમિ છે, માટે ચેતીને ચાલવું સારું. કોઈ કપટી રાક્ષસ મૃગરૂપ ધારણ કરીને આપણને ફસાવવા પણ આવ્યો હોય! માટે તું આ મૃગનો મોહ જવા દે.'

આ સાંભળીને સીતાને બહુ ઓછું આવ્યું. એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તેણે ઊતરી ગયેલે મોંએ કહ્યું : 'મૃગ માયાવી હોય તો પણ શું? માયાવી મૃગનો નાશ કરવાથી એક દુષ્ટ રાક્ષસનો નાશ થશે. મૃગ માયાવી નહિ હોય અને સાચો જ હશે તો આપણને તેનું સુંદર ચામડું મળશે. બંને રીતે આપણને લાભ છે. માટે તમે મૃગ લાવી આપો. હું તમને કંઈ આકાશમાંથી ચાંદો ચૂંટી લાવવાનું કહેતી નથી. પરણ્યા પછી આજ સુધી મેં કદી કશી માગણી કરી છે ખરી? આજે મારી આટલી નજીવી માગણી પણ પૂરી નહિ કરો?'

સીતાનાં વહાલસોયાં વચન સાંભળીને રામને થયું : 'સીતાએ કદી કશું માગ્યું નથી. આજે એણે આટલી નજીવી માગણી કરી છે, તો મારે તેની આ માગણી પૂરી કરવી જોઈએ. એણે મને પરણીને શું સુખ જોયું છે? જુવાનીમાં રાજસુખ છોડીને એ મારી સાથે આવી છે અને

વનનાં દુઃખ આનંદથી વેઠે છે. મારે નગુણા ન થવું જોઈએ. એની આટલી માગણી પૂરી કરવી જોઈએ. વળી મૃગ સાચે જ છે તો મન હરે એવો. ચાલ ત્યારે દેવીની મનો–ભિલાષાને સંતોષું. પૂરી સાવધાનીથી કામ કરીશું એટલે પછી શો વાંધો છે ? '

આમ વિચારીને રામે કહ્યું : ' દેવી, તારી ઇચ્છા પૂરી થાઓ. લક્ષ્મણ, મૃગ મનોહર છે અને વૈદેહીનો અત્યાગ્રહ છે, તો હું મૃગને પકડવા જાઉં છું. તું આયુધ સજીને અહીં જ રહેજે અને મારા પાછા આવતાં સુધી દેવીને સૂની મૂકતો ના. વૈદેહીની રક્ષાનું કામ હું તને સોંપું છું. '

પછી રામ મૃગની પાછળ પડ્યા. મૃગ ઘડીમાં પાસે ને ઘડીમાં આઘે, એમ કરતોકરતો દૂરદૂર જવા લાગ્યો. રામને જીવતો તેને પકડવાનો મોહ હતો. તેથી, એ પણ મૃગ આ પકડાયો, આ પકડાયો, એમ કરતાંકરતાં તેની પાછળ ખેંચાતા ગયા. છેવટે જ્યારે રામે જોયું કે મૃગ તો મને બહુ આઘે ખેંચી લાવ્યો, ત્યારે તેમનો વહેમ વધ્યો ને તેમની ધીરજ ખૂટી. તરત જ તેમણે કારમું બાણ છોડ્યું. બાણ વાગતાં જ મારીચ ઉછળ્યો અને ધબ દઈને જમીન પર પડ્યો. તેણે મરતાંમરતાં કારમી ચીસ પાડી : ' હા લક્ષ્મણ, હા સીતા ! '

અહીં પંચવટીમાં સીતાને અધીરાઈ આવી. હજી પણ રામ કેમ પાછા આવતા નથી ? એટલામાં તેને પેલી ચીસ સંભળાઈ. એ સાંભળતાં જ તેનું હૃદય ધબકી ઊઠ્યું, ને તેઓ ભારે સંકટમાં હશે એવી શંકા થઈ. તેણે લક્ષ્મણને

કહ્યું : ' દિયેરિયા, જુઓ તમારા ભાઈની આ કારમી ચીસ સંભળાઈ. જરૂર એ ભારે ભયમાં છે. જલદી એમની વહારે ધાઓ. '

લક્ષ્મણે કહ્યું : ' ભાભી, તમારે લગારે ય ગભરાવું નહિ. મારા ભાઈને કોઈ ભયમાં નાંખી શકે એમ હું માનતો નથી. થોડી વારમાં તે પાછા આવશે. માટે તમે નિશ્ચિંત રહો. '

લક્ષ્મણનાં આવાં બેદરકાર વચન સાંભળીને સીતાને તેના પર ઓછું આવ્યું. તેણે ગળગળે અવાજે કહ્યું : ' લક્ષ્મણ, તમને મારા કાળજાની શી ખબર પડે ? એ તમારા ભાઈ, પણ મારા તો પ્રાણાધાર. મને જે થાય, તે તમને ન થાય. હું તમને પગે લાગીને કહું છું, તમે વહેલા-વહેલા એમની વહારે ધાવ. '

પણ લક્ષ્મણે પરમ શાંતિથી ઠંડે કાળજે જવાબ આપ્યો : ' તમારી અધીરાઈને શું કરું ? તમને મૂકીને મારે ક્યાંય ન જવું એવી મોટાભાઈની ચોખ્ખી આજ્ઞા છે. માટે તમને મૂકીને હું જવાનો નથી. '

સીતા ગભરાઈ ગઈ હતી અને લક્ષ્મણ આડો થતો હતો. એટલે સીતા વિવેકશૂન્ય બની. ભય, શોક અને ક્રોધે તેની પાસે ભાન ભુલાવ્યું. બેફામમાં તેણે લક્ષ્મણને ન કહેવાનું કહ્યું : ' હાય દિયરિયા, તું આવો કઠોર કેમ થયો છે ? અમારી સાથે વનમાં આવ્યો તે શું આટલા માટે ? હવે આટલે વર્ષે મને સમજાયું. મારી ખાતર જ તું વનમાં

આવ્યો લાગે છે. તારા ભાઈ આવી રીતે જાય—વચમાંથી આડખીલી જાય, એટલે પછી તું મારી સાથે મરજી મુજબ વર્તી શકે. દાળમાં કાળું છે એવી ખબર પહેલેથી હોત, તો તને સાથે લાવત શું કરવા? ભાઈભાભીની સેવા કરવાનો ઢોંગ તેં આજ સુધી ઠીકઠીક ભજવ્યો. ખેર, પણ યાદ રાખજે કે હું તારી ઉમેદ પૂરી નહિ થવા દઉં. ન કરે નારાયણ ને તારા ભાઈને કંઈ થઈ ગયું હશે તો હું તેને પગલે પળીશ. પ્રાણ વગરના આ ખોળિયાને પછી તું શું કરવાનો છે?'

સીતાનાં આ અણધાર્યાં વાગ્બાણોથી લક્ષ્મણનું હૃદય વીંધાઈ ગયું. હવે તેની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ. રામને કંઈ પણ થનાર નથી એની તેને ખાતરી હતી. મૃગ કદાચ માયાવી પણ હોય અને ચીસ તેની પણ હોય. વળી સીતાને મૂકીને ક્યાંય ન જવાની રામની ચોખ્ખી આજ્ઞા હતી. પણ, સીતાએ ન કહેવાનું કહ્યું, તો હવે કરવું શું? તેનું મોં લેવાઈ ગયું. કપાળે પરસેવાના રેલા ઊતર્યા, હોઠ ધ્રૂજવા લાગ્યા અને આખા શરીરે કંપારી વછૂટી. મહામહેનતે તેના મોંમાંથી શબ્દો નીકળ્યા: 'ભાભી, શું કહું? જ્યારે તમે જ આમ બોલો છો, ત્યારે નિરુપાય છું. ઠીક ત્યારે, તમારી આવી હઠ જ છે તો જાઉં છું. સાચવજો. મૈયાગોદાવરી અને વનદેવતા, સીતાનું રક્ષણ કરજો. ભાભી, જાઉં છું હાં. ભગવાન તમારું રક્ષણ કરે.'

૬

# સીતાહરણ

રાવણ તો લાગ જ જોઈ રહ્યો હતો કે સીતા ક્યારે એકલી પડે. સીતાને સાચવવા લક્ષ્મણ રહ્યો, તેથી તેને ચટપટી થતી હતી. તે છુપાઈને સીતાનું સૌન્દર્ય જેમજેમ વધારે ને વધારે નિહાળતો ગયો, તેમતેમ તેની અધીરાઈ વધતી ગઈ.

હવે જ્યારે મારીચની ચીસને લીધે લક્ષ્મણ સીતાને સૂની મૂકીને ગયો ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. લક્ષ્મણ જેવો દૃષ્ટિબહાર ગયો, કે તરત જ રાવણ ભિક્ષુરૂપે સીતાની સમક્ષ હાજર થયો.

કોઈ સાધુપુરુષ આવ્યા છે એમ માનીને સીતાએ વિનયપૂર્વક કહ્યું: 'મારા પતિ હમણાં જ આવશે. જરા થોભો. એ આપનો યોગ્ય સત્કાર કરશે.'

રાવણે તેનાં મધુર વચનોથી લટ્ટુ બનીને કહ્યું: 'હે સુંદરી, તારા જેવું અનુપમ સૌંદર્ય મેં ક્યાંય જોયું નથી. તું કોણ છે? દેવી છે, યક્ષી છે, ગન્ધર્વી છે, કે કિન્નરી છે? તારા જેવી રમણી આવા વિજન વનમાં ક્યાંથી? તું તો

મહેલોમાં વસવાને અને કોઈ સમ્રાટની સામ્રાજ્ઞી થવાને યોગ્ય છે. દેવી, પ્રિય, મારા તરફ નજર કર. હું કોણ છું તેની તને ખબર છે ? હું રાક્ષસોનો રાજા લંકાધિપતિ રાવણ છું. જ્યારથી મેં તારાં રૂપગુણનું કીર્તન સાંભળ્યું છે, ત્યારથી મને ઊંઘ આવતી નથી અને મારી પોતાની સ્ત્રીઓમાં મારું મન ચોંટતું નથી. આજે તને આંખ સામે ઊભેલી જોઈને મારા આ હૃદયમાં જબરું તોફાન ઊઠયું છે. હે ચંદ્રમુખી, તું રઝળતારખડતા ભિખારી રામને છોડીને મારી સાથે ચાલ. હું મારું ચૌદ ચોકડીનું રાજ્ય તારે ચરણે ધરીશ અને તારો દાસ થઈને રહીશ. દેવો ને દાનવો, યક્ષો ને કિન્નરો, નાગો ને ગંધર્વો, સૌ તારી સેવામાં ખડેપગે હાજર રહેશે. પ્રિયે, હું તને ભેટવાને તલસી રહ્યો છું. આવ, મારી પાસે આવ.'

રાવણનાં બેશરમ, કામી વચન સાંભળીને સીતા ક્રોધથી ભભૂકી ઊઠી : ' દુષ્ટ રાવણ, શિયાળની જેમ ચોરીચૂપકીથી રામ જેવા સિંહની સીતાને લેવા આવ્યો છે ? યાદ રાખજે, તારા રાઈરાઈ જેવડા ટુકડા થઈ જશે. સિંહની બોડમાંથી છટકવું સહેલું છે ને યમરાજની દાઢમાંથી નાસી જવાનું બની શકે, પણ મારા રામની મૂઠમાંથી તું છટકી શકવાનો નથી. માટે જા, જલદી પાછો જા. તારે જીવવું હોય, તારી રાણીને વિધવા ન કરવી હોય, તો એમના આવતા પહેલાં તું અહીંથી ચાલ્યો જા.'

જીભાજોરી કરવામાં માલ નથી એમ જોઈને રાવણે ભિક્ષુરૂપ ત્યજીને મૂળનું ભીમરૂપ ધારણ કર્યું અને

કહ્યું : 'પાછા તો જવું જ છે. અબઘડી જવું છે. તારા ભિખારી રામના આવતા પહેલાં જ જવું છે. પણ એકલા નહિ, તને સાથે લઈને. આવા રત્નને મૂકીને ચાલ્યો જાઉં એવો ગમાર હું નથી. ચાલ ત્યારે રામને છોડીને રાવણની સાથે.'

આટલું કહીને સીતાને ઉપાડીને રાવણે ચાલવા માંડ્યું. સીતા તો હેબતાઈ ગઈ. પોતે જ હાથે કરીને લક્ષ્મણને કાઢેલો તેથી તેને બહુ પશ્ચાત્તાપ થયો. પણ રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું ? રાવણ જેવાની આગળ સીતાનું ચાલે શું ? એની પાસેથી છટકવાનાં તેણે ઘણાં ફાંફાં માર્યાં પણ બધું વ્યર્થ ! સમજાવીને, વીનવીને, રડીને, તેને પિગળાવવાનો તેણે યત્ન કર્યો પણ તે વ્યર્થ !

પછી તો તેણે સીતાને રથમાં નાંખીને આકાશમાર્ગે ચાલવા માંડ્યું. રથ થોડેક ગયો ને સીતાની નજરે જટાયુ પડ્યો, એટલે તેણે રડતાંરડતાં બૂમ પાડી : 'ઓ તાત જટાયુ, દોડો, દોડો, મને છોડાવો. મૂઓ આ રાવણ મને લઈ જાય છે.'

જટાયુએ સીતાનો સ્વર પારખ્યો. એણે રાવણનો માર્ગ રોકીને કહ્યું : 'રાક્ષસરાજ, આ શું કરો છો ? તમારા જેવા શૂરવીરને આવી રીતે ચોરી કરવી શોભે ખરી ? માટે સીતાને મૂકીને ચાલ્યા જાઓ. જટાયુ જીવે છે ત્યાં સુધી તેને લઈ જવાની આશા ન રાખતા.'

પણ રાવણ એમ કંઈ માને ? પછી તો રાવણનું ને જટાયુનું ભયંકર યુદ્ધ થયું. જટાયુ બિચારો ઘરડો અને

અશકત, એટલે તે તો રાવણના હાથે ઘવાઈઘવાઈને મરવા પડ્યો. ને એનામાં હાલવાચાલવાની શક્તિ રહી નહિ. જટાયુને મરવા પડેલો જોઈને સીતા હિંમત હારી ગઈ અને તેને ખાતરી થઈ કે આ પાપીના પાશમાંથી હવે છૂટી શકાવાનું નથી.

હવે તેણે સીતાને ખોળામાં બેસાડીને આકાશમાર્ગે આગળ ચાલવા માંડ્યું. વાદળામાં જેવી વીજળી, તેવી રાવણના ખોળામાં સીતા.

રથ તો વાયુવેગે આગળ ચાલ્યો જ જતો હતો. એવામાં એક પર્વત પર પાંચ વાનરોને બેઠેલા સીતાએ જોયા. આ વાનરો કદાચ મારી ભાળ રામને કરશે, એમ ધારીને સીતાએ પોતાનું રેશમી ઉત્તરીય તથા શરીર પરનાં આભરણો એ પર્વત પર નાંખ્યાં.

છેવટે સમુદ્ર ઓળંગીને રાવણ સીતા સાથે લંકામાં પહોંચ્યો. ત્યાં જઈને તેણે સીતાને અશોકવનમાં રાખી ને એની ઉપર રાક્ષસીઓનો પહેરો ગોઠવી દીધો. તેણે સીતાને કહ્યું : ' જો સાંભળ, તારો રામ હવે અહીં આવી શકવાનો નથી. મેં તને અહીં આણી છે, એની જ ખબર તેને પડવાની નથી ને ખબર પડશે તો પણ તેનાથી અહીં આવી શકાવાનું નથી. માટે તેની આશા છોડીને હવે તું મારી થઈ જા. હું તને એક વર્ષની મહેતલ આપું છું. એટલા વખતમાં તું રાજીખુશીથી મારી નહિ થાય, તો પછી હું મને સૂઝશે તે કરીશ. '

૭

# સીતાની શોધમાં

મૃગ માયાવી હતો એમ સમજીને રામ તરત જ પર્ણકુટી તરફ પાછા ફર્યા. રસ્તામાં લક્ષ્મણ મળ્યો. તેને આવતો જોતાં જ રામના પેટમાં ફાળ પડી. એમણે તરત જ તેને પૂછ્યું : ' લક્ષ્મણ, વૈદેહી ક્યાં? ઘરબાર ત્યજીને મારી સાથે આવેલી મારા પ્રાણ જેવી પ્રિય વૈદેહી ક્યાં? એને એકલી મૂકીને તું કેમ આવ્યો? એને ક્યાં મૂકી આવ્યો?' લક્ષ્મણે કહ્યું: ' એમને પર્ણકુટીમાં મૂકીને આવ્યો છું. કારમી ચીસ સાંભળીને તેમણે મને તમારી મદદે દોડવાનું કહ્યું. મેં કહ્યું કે મોટાભાઈની આજ્ઞા હોવાથી હું તમને મૂકીને ખસનાર નથી. ત્યારે તેમણે મને ન કહેવાનું કહ્યું. શું કરું? નછૂટકે, લાચારીથી, તેમને મૂકીને મારે ઊતાવળે પગલે અહીં આવવું પડ્યું છે!'

આ સાંભળતાં જ રામના હોશકોશ ઊડી ગયા. જ્યારે અવળું થવાનું હોય, ત્યારે સવળી બુદ્ધિવાળાંને પણ અવળી બુદ્ધિ સૂઝે. સોનાનો મૃગ દુનિયામાં કદી ન હોય એમ જાણવા છતાં, રામ તેની ઉપર મોહ્યા અને તેને લેવા તેની પાછળ પડ્યા. સૂર્યમાં ડાઘ હોઈ શકે, અગ્નિમાં ઠંડક હોઈ શકે, બરફમાં ગરમી હોઈ શકે, પણ લક્ષ્મણના હૃદયમાં

સીતાને માટે કદી પાપી ભાવ હોઈ જ ન શકે. આ વાતની ખાતરી હતી છતાં, સીતાને લક્ષ્મણ પર આળ મૂકવાનું સૂઝયું !

રામ અને લક્ષ્મણ બેબાકળા પર્ણકુટીએ પાછા આવ્યા. આવીને જુએ છે તો છાપરીમાં જાનકી ન મળે. બંને જણ આખી પર્ણકુટી અને વાડી તપાસી વળ્યા, પણ ત્યાં તે ન મળી. આસપાસની ઝાડી અને ગોદાવરી નદીમાં પણ જોયું. છતાં ત્યાં ય તે ન મળે. હવે રામની અધીરાઈ વધી. તેમણે તેને મોટેથી બૂમ પાડીપાડીને બોલાવવા માંડી. જેમજેમ તેનો પત્તો નહોતો લાગતો તેમતેમ તેમનું મન ઉશ્કેરાતું હતું. આખરે તે નાના બાળકની જેમ છૂટે મોંએ રોવા લાગ્યા અને ઉન્મત્તની જેમ પ્રલાપ કરવા મંડ્યા : 'અરે જાનકી, પ્રિય વૈદેહી, તું કય છે ? કેમ બોલતી નથી ? શું તું મારી મશ્કરી કરે છે ? હવે બહુ થયું. મારાથી નથી રહેવાતું. તું છતી થા. મારી પ્રિય સખી, મારી જીવનસહચરી, તું ક્યાં છે ? તારું શું થયું છે ? વનનાં વૃક્ષો, તમે મારી સીતાને જોઈ છે ? વનનાં પશુપક્ષીઓ, તમે જાનકીને દીઠી છે ? ઓ કોયલ, તેનો કંઠ તારા જેવો મધુર છે; ઓ હંસ, તેની ચાલ તારા જેવી રમ્ય છે; ઓ કપોત, તેની ડોક તારી ડોક જેવી રૂપાળી છે; બોલો, તમે જાનકીને જોઈ છે ? + + લક્ષ્મણ, ગમે ત્યાંથી પણ વૈદેહીને લઈ આવો. હાય, હાય, એ ક્યાં હશે ? એની શી દશા થઈ હશે ? નદીમાં ડૂબી તો નહિ ગઈ હોય ? કોઈ હિંસક પશુ તેને ખાઈ તો નહિ ગયું હોય ? કોઈ રાક્ષસે તેનો કોળિયો તો નહિ કરી દીધો હોય ? + + +

ભાઈ લક્ષ્મણ, જેની સાથે રહીને વનમાં જીવી રહ્યો હતો—વનમાં આટલાં કષ્ટ હસતે મોંએ ફૂલના વરસાદની જેમ ઝીલી રહ્યો હતો—તે તો હવે ગઈ! હવે જીવીને શું કરવાનું? હું જીવતો છતાં મૂએલો છું. આજે કૈકેયીની મનઃકામના સફળ થઈ! દૈવે મને દગો દીધો ને એને સહાય કરી!'

આવી રીતે ઉન્મત્તની જેમ પ્રલાપ કરતા રામને લક્ષ્મણે કહ્યું: 'મોટાભાઈ, આ શું? પ્રાકૃત જનની જેમ આ પ્રલાપ શા? અભિષેક થવાનો છે એમ સાંભળીને સહેજ પણ પ્રસન્નતા નહોતી થઈ અને વનમાં જવાનું છે એમ સાંભળીને સહેજ પણ ગ્લાનિ નહોતી થઈ—આવી તમારા મનની સમતોલતા!—આ સમતોલતા અત્યારે ક્યાં ગઈ? મોટાભાઈ, સમુદ્ર માઝા મૂકે, અગ્નિ પાણી વરસાવે કે ચંદ્રમાંથી લાળા ઝરે, એ તેમને પણ પાલવે, પણ આવા પ્રલાપ, આવી કાયરતા ને આવી કર્તવ્યશૂન્યતા તમને ન પાલવે. ચાલો ઊઠો, બેઠાબેઠા રોયા કરવાનો વખત નથી. આકાશ, પૃથ્વી ને પાતાળ એક કરીએ પણ જાનકી ક્યાં છે ને તેમનું શું થયું છે તે જાણ્યા વિના ન ઝંપીએ.'

પોતાના ક્ષણિક આવેશને કાબૂમાં લાવીને રામ લક્ષ્મણની સાથે સીતાને શોધતા ભૂખ્યા ને તરસ્યા રખડવા લાગ્યા. થોડેક ગયા એટલે તેમણે વૃદ્ધ જટાયુને ઘાયલ થઈને મરવા પડેલો જોયો. તેણે તેમને કહ્યું: 'રામ, મારા પ્રાણ અને તમારી પ્રિયા બંનેનું હરણ લંકાપતિ રાવણે કર્યું છે. જાનકીને છોડવવા જતાં મારી આ દશા થઈ છે. એની સાથે લડતાં હું ઘાયલ થઈને મરવા પડ્યો

છું, પણ તમને આ બાતમી આપવા માટે જ હું જીવ ટકાવી રહ્યો હતો.'

આમ કહીને તેણે છેલ્લો શ્વાસ લીધો. બાપના જેવું હેત રાખનાર અને સીતાને છોડવવા પ્રાણ આપનાર જટાયુને અગ્નિદાહ દઈને તેઓ આગળ ચાલ્યા. રાવણ સીતાને ઉપાડી ગયો છે એટલી ખબર તો મળી ખરી! હવે એમણે પંચવટીની હદ છોડી અને માતંગ ઋષિના માતંગ-વનમાં પ્રવેશ કર્યો. બંને જણ રખડીરખડીને થાકી ગયા હતા, પગ કહ્યું કરતા નહોતા, તરસને લીધે ગળું સુકાઈ ગયું હતું, ભૂખને લીધે આંખે અંધારાં આવતાં હતાં, તેથી આરામની આશાએ તેમણે માતંગના આશ્રમમાં પ્રવેશ કર્યો.

આશ્રમમાં કોઈ નહોતું. માત્ર શબરી નામે એક વૃદ્ધ તાપસી હતી. મૂર્તિમંત તપસ્યા જેવી એ તાપસીને તેમણે નમસ્કાર કર્યા. એટલે તેણે તેમનો યથાયોગ્ય સત્કાર કરીને કહ્યું: 'કોણ, રામ? હું તમારી કેટલી બધી વાટ જોતી હતી! આ દેહ જર્જરિત થઈ ગયો છે. મારે હવે તેનું કામ રહ્યું નથી. તમારાં દર્શન કરવાની એકમાત્ર ઇચ્છા હતી. તેટલા માટે આજ સુધી જીવન ધારણ કરી રહી હતી. ઠીક થયું આવ્યા. પણ, આ શું? મુખ કેમ મલિન છે? શરીર કેમ નિસ્તેજ છે? આખી દુનિયાનું દુ:ખ માથા પર આવી પડ્યું હોય, એવી દશા કેમ છે?'

આ સાંભળીને લક્ષ્મણે બધો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. એટલે શબરીએ સાન્ત્વન આપતાંઆપતાં કહ્યું: 'રામ, ગભરાતા નહિ. સૌ સારાં વાનાં થશે. ચાલો, સ્નાનસંધ્યા

કરી લો અને પછી ખાઓપીઓ.' આમ અનેક રીતે દિલાસો દઈને તેણે તેમને માના હેતથી ખવરાવ્યું-પીવરાવ્યું. આજે બાર વર્ષે રામલક્ષ્મણને માના વાત્સલ્યનો અનુભવ થયો.

પછી શબરીએ યજ્ઞનો અગ્નિ પ્રગટાવ્યો અને મંત્ર ભણીને વિધિપૂર્વક તેમાં પ્રવેશ કર્યો. તે વખતે તેણે કહ્યું: 'અહીંથી પશ્ચિમ તરફ જજો. પંપા સરોવર આવશે. ત્યાંથી ઋષ્યમૂક પર્વતે જજો. ત્યાં વાનરરાજ સુગ્રીવ છે. એને પણ તમારા જેવું દુઃખ છે. એની મૈત્રી તમને બહુ ઉપયોગી થઈ પડશે. હવે હું જાઉં છું, કારણ આ દેહવડે મારે કંઈ પણ કરવાનું રહેતું નથી.'

શબરીએ અગ્નિમાં પ્રવેશ કર્યો, એટલે રામલક્ષ્મણ ત્યાંથી પશ્ચિમમાં ચાલ્યા. છેવટે ફળફૂલના ભારથી લચી રહેલાં વૃક્ષોની ઘટામાં આવેલા પંપા સરોવરે તે પહોંચ્યા. હંસ, સારસ વગેરે પક્ષીઓ ત્યાં વાસ કરતાં હતાં, પાણીમાં કમળ ખીલેલાં હતાં, ઠંડા સુગંધી પવનની લહેરો આવતી હતી. તેઓ સ્વચ્છ, સ્વાદિષ્ટ ને નિર્મળ જળથી ભરેલા પંપા સરોવરે પહોંચીને આરામ લેવા બેઠા.



# કિષ્કિન્ધાકાણ્ડ

૧

## સુગ્રીવ સાથે મૈત્રી

ઋષ્યમૂક પર્વત પર મંત્રીઓની વચ્ચે બેઠેલા સુગ્રીવે પંપા સરોવર પર બેઠેલા રામલક્ષ્મણુને જોયા. એટલે એના મનમાં વહેમ પડ્યો—વાલિએ તો તેમને નહિ મોકલ્યા હોય? એટલે તેણે હનુમાનને કહ્યું: ' હનુમાન, જો પેલા બે કુમારો દેખાય છે. તું જા અને તેઓ કોણ છે તે જાણી લાવ. એ શત્રુ છે કે મિત્ર તેની ખાતરી કર. અને જો તેઓ મિત્રરૂપ હોય તો અને તને ઠીક લાગે તો, તેમને અહીં લઈ આવ.'

સુગ્રીવનાં વચન સાંભળીને હનુમાન ચાલ્યો. તેણે બ્રાહ્મણનું રૂપ લીધું અને રામલક્ષ્મણ પાસે જઈને વંદન

કર્યાં અને કહ્યું : 'મહાનુભાવ, તમે કોણ છો ? જટા ને વલ્કલ પરથી ઋષિકુમાર લાગો છો, પણ ધનુષબાણ ને ભાથા પરથી ક્ષત્રિય જણાઓ છો. વળી તમારાં બંનેનાં વદન પર ગ્લાનિ છે તથા કંઈક શોધતા હો એવો ભાવ છે. તમારા આવા રૂપને વનમાં રખડવાનું યોગ્ય નથી. ત્યારે તમે કોણ છો, વસ્તી છોડીને વનમાં શા માટે રખડો છો, અને શું શોધો છો, તે કહેવાની કૃપા કરો.'

હનુમાનનાં વિનયી વચન સાંભળીને લક્ષ્મણે તેને બધો વૃત્તાન્ત કહ્યો. વાત સાંભળીને હનુમાનને બંને ભાઈઓ પર ભક્તિભાવ ઉત્પન્ન થયો. હવે રામે પૂછ્યું : 'તમે કોણ છો ? તમારી વાણી પરથી તમે રાજનીતિજ્ઞ અને વિદ્વાન જણાઓ છો. તમારા કહેવાથી અમે તમને અમારો વૃત્તાન્ત જણાવ્યો, હવે તમે અમને તમારો વૃત્તાન્ત કહો.'

હનુમાને નમ્રતાથી પ્રસન્નચિત્તે કહ્યું : 'અમે વાનર-જાતિ ગણાઈએ છીએ. સુગ્રીવ અમારો રાજા છે. હું એના પાંચ પ્રધાનોમાંનો એક છું. મારું નામ હનુમાન છે. સુગ્રીવ પણ તમારી જેમ દુ:ખી છે. પેલા ઋષ્યમૂક પર્વત પર એ રહે છે. એની આજ્ઞાથી હું તમારી પાસે તમે શત્રુ છો કે મિત્ર તે જાણવા માટે આવ્યો છું. માણસના હાવભાવ અને બોલવાચાલવામાંથી તે કેવું છે એ જણાઈ જાય. તમને જોઈને અને તમારી સુમધુર વાણી સાંભળીને તમે મિત્રરૂપ છો એની મને ખાતરી થઈ છે. હવે જો તમને કશો વાંધો ન હોય તો તમે મારી સાથે વાનરરાજ સુગ્રીવ પાસે ચાલો. તમે બંને સમાન દુ:ખી છો, તેથી તમારી બંનેની મૈત્રી

સરસ થશે. બંને એકબીજાને વફાદાર રહીને સહાયરૂપ થશો.'

હનુમાનનાં આવાં ઉત્તમ મધુર વાક્ય સાંભળીને રામે કહ્યું : 'સુગ્રીવ સંબંધી અમે કંઈક તો સાંભળ્યું છે. જેનો મંત્રી આવો દક્ષ છે, તે વાનરશ્રેષ્ઠ સુગ્રીવનાં દર્શન કરવાની ઇચ્છા કેમ ન થાય? માટે અમે તમારી સાથે ખુશીથી આવીશું.'

તરત જ હનુમાને બ્રાહ્મણરૂપ ત્યજી દઈને પોતાનું કપિરૂપ ધારણ કર્યું અને બંને ભાઈઓને ખભા ઉપર લઈને ઋષ્યમૂક તરફ જવા માંડ્યું. હનુમાનને આવતો જોઈને સુગ્રીવ સામો ગયો. તેણે બધી વાત હનુમાન પાસેથી જાણી લઈને કહ્યું : 'અયોધ્યાપતિ રામ, આપણે સમાન દુઃખી છીએ. તમને જો મારી મૈત્રી રુચતી હોય તો હું મારો હાથ લંબાવું છું.'

રામે પણ પોતાનો હાથ લંબાવ્યો. પછી એકબીજાનો હાથ પકડીને તે બંનેએ અગ્નિની પ્રદક્ષિણા કરી. આ રીતે રામ અને સુગ્રીવની વચ્ચે મૈત્રી થઈ.

હવે સુગ્રીવે રામને કહ્યું : 'તમે મનમાંથી ચિંતા દૂર કરો. તમારું કામ થયું જ જાણો. રાવણ આકાશમાં કે પાતાળમાં પેઠો હશે ત્યાં અમે તેને શોધી કાઢીશું. ઠીક, હવે મને યાદ આવે છે. થોડાક દિવસ પર આકાશમાર્ગે જતા એક રથમાં એક સુંદરીનો વિલાપ સાંભળ્યો હતો. તેનું ઉત્તરીય અને તેના શરીરનાં કેટલાંક આભરણો અમારી ઉપર

પડ્યાં. અમે તે સંઘરી મૂક્યાં છે. એ સીતાનાં જ છે કે નહિ એ તમે જુઓ.' આમ કહીને સુગ્રીવે ગુફામાં જઈને તે વસ્ત્રાલંકાર આણ્યાં અને રામના હાથમાં મૂક્યાં.

તે જોતાં જ રામની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તેમણે ગદ્ગદ કંઠે લક્ષ્મણને કહ્યું: ' લક્ષ્મણ, જો આ ઉત્તરીય! સીતાનું જ છે ને? વળી જો આ કેયૂર અને આ કુંડલ! એ જાનકીનાં જ છે ને?'

લક્ષ્મણે જવાબ આપ્યો: ' મોટાભાઈ, કેયૂર કે કુંડલ મેં કદી જોયાં નથી. પણ ભાભીને રોજ પગે લાગતો, તેથી તેમનાં નૂપુરને વરતું છું. હા, આ ઉત્તરીય તો તેમનું જ છે. આ નૂપુર પણ તેમના પગને શણગારતું હતું તે જ છે.'

હવે સીતાનાં વસ્ત્રાભરણોને છાતી સાથે ચાંપીને રામ કેટલોય વખત શૂંઢમૂઢ બેસી રહ્યા. એટલે સુગ્રીવે કહ્યું: ' મહારાજ, આમ હાથપગ જોડીને બેસી રહ્યે શું વળવાનું છે? સીતાને શોધવાની તૈયારી કરવી જોઈએ. ક્ષત્રિયના દીકરાને લમણે હાથ દઈને બેસી રહ્યે ન પાલવે.'

આથી રામે મનને વશ કરીને કહ્યું: ' વાનરરાજ, વૈદેહીની શોધ કરવી જ છે. પણ હવે વર્ષાઋતુ બેસે છે, એટલે તરત તો શોધમાં નીકળી પડવાનું શક્ય નથી. પણ હવે આપણે મિત્રો બન્યા છીએ, તો તમે પણ તમારાં સુખ-દુ:ખની વાત દિલ ખોલીને કરો. અમારી વાત જાણ્યા પછી તમારે તમારી વાત અમને જણાવવી જોઈએ. જેમ તમે મને સહાય કરવા ઉત્સુક છો તેમ હું પણ તમને સહાય કરવા ઉત્સુક છું. માટે તમે દિલ ખોલીને વાત કરો.'

૨

# વાલિવધ

સુગ્રીવે આનંદમાં આવીને કહ્યું : ' મહારાજ, સાંભળો ત્યારે. મારા મોટાભાઈ વાલિએ મારી સ્ત્રી તારા લઈ લીધી છે ને મને વનમાં હાંકી કાઢ્યો છે. મેં તેની સાથે વારંવાર યુદ્ધ કર્યું, પણ હું બધી વખત હાર્યો. હવે મને તેની સાથે લડવાનો ઉત્સાહ રહ્યો નથી. તેમ જ તેના ભયથી જીવવાનું પણ આકરું થઈ પડ્યું છે.'

સુગ્રીવનું દુઃખ સાંભળીને રામે પૂછ્યું : ' વારુ. પણ, વાલિને ને તમારે વેર શાથી બંધાયું ? અને તેણે તમારી સ્ત્રી શા કારણે લઈ લીધી ? '

સુગ્રીવ : " વાલિ મારો મોટોભાઈ. અમે બંને એકબીજાને બહુ ચાહીએ. પિતાજીના મરણ પછી અમે વાલિને રાજા બનાવ્યો ને હું તેની સેવા કરવા લાગ્યો.

એક વખત માયાવી નામે રાક્ષસ તેની સાથે લડવા આવ્યો. બંનેનું ભયંકર યુદ્ધ થયું. બાપડો માયાવી જીવ લઈને નાઠો અને એક ગુફામાં પેઠો. વાલિએ પણ તેની પાછળ તેમાં પ્રવેશ કર્યો. હું ગુફાના દ્વાર આગળ તેનું રક્ષણ કરવા ઊભો રહ્યો. અંદર બંનેનું યુદ્ધ મસ્ત હાથીઓની જેમ ચાલવા મંડ્યું. એક મહિના સુધી એમણે લડ્યાં જ

કર્યું. આખરે લોહીની ધાર વહેતીવહેતી ગુફાની બહાર નીકળી. બુમરાણ પણ શાન્ત પડી ગયું. મેં જાણ્યું કે ભાઈ માર્યો ગયો. મને તો ઘણો શોક થયો. પણ શું કરવું? મોટી શિલા વડે ગુફાનું દ્વાર ઢાંકીને હું કિષ્કિન્ધામાં પાછો ગયો. ત્યાં મેં બધાંને વાલિના મરણના સમાચાર કહ્યા.

હવે બધાંએ મને રાજા બનાવ્યો. એટલામાં તો હુંકારા કરતો વાલિ આવી પહોંચ્યો. તેનો ક્રોધ જોઈને હું ધ્રૂજી ઊઠ્યો. મેં તેને બધી હકીકત કહી અને માફી માગી. પણ તેણે માન્યું નહિ. તેણે કહ્યું: 'દુષ્ટ, જાણીજોઈને તેં મને ગુફામાં ગૂંગળાવી મારવા જ ધારેલો. તારે મારું રાજ્ય પચાવી પડવું હતું.'

આથી અમારી વચ્ચે યુદ્ધ થયું. એ તો બહુ બલવાન છે. તેથી હું હાર્યો ને એ જીત્યો. મારી સ્ત્રી તારા બહુ રૂપાળી છે. એણે મારી તારાને લઈ લીધી ને મને વનમાં કાઢી મૂક્યો. મહારાજ, શું કરું? ભયનો માર્યો હું ઋષ્યમૂક પર્વત પર રહું છું. મારા પાંચ વફાદાર મંત્રીઓ સિવાય અત્યારે મારી સાથે કોઈ નથી. ઈશ્વરકૃપાએ તમારી મૈત્રી થઈ છે! પણ વાલિનો ત્રાસ મટવાનો નથી. આપણે એ-પાંચ જણ શું કરી શકવાના છીએ?"

આમ કહીને તે રડી પડ્યો. તેને દિલાસો દેતાં રામે કહ્યું: 'વાનરરાજ, આમ ઓછું શું લાવો છો? આપણે હવે મિત્રો થયા છીએ. એટલે તમારું દુઃખ ગયું જ જાણો. વાલિએ તમારી સ્ત્રી બળાત્કારે લઈને અધર્મ કર્યો છે. મિત્રકાર્ય કરવા અને પાપીનો નાશ કરવા હું પ્રતિજ્ઞા કરું

છું કે હું વાલિનો વધ કરીશ. માટે તમે હવે ઓછું ન લાવતા. વાલિને લડવા માટે આહ્‌વાન કરો.'

રામની પ્રતિજ્ઞા સારુ તેમનો આભાર માનીને સુગ્રીવે કહ્યું : 'મહારાજ, રઘુવંશી રામને શોભે એવાં વચન તમે કહ્યાં છે ને એવી પ્રતિજ્ઞા લીધી છે. છતાં આપણું કંઈ ચાલવાનું નથી. વાલિ મહાપરાક્રમી છે. એનાં પરાક્રમની વાત સાંભળશો ત્યારે તેની સાથે લડવું એ કેટલા જોરની વાત છે એ સમજાશે. એ સવારસાંજ પશ્ચિમ સમુદ્રમાં સ્નાન-સંધ્યા કરવા જઈ આવે છે. એક વખત એ સંધ્યા કરતો હતો તે વખતે રાવણ તેને પજવવા મંડ્યો. તેણે તેને પકડ્યો ને સંધ્યા પૂરી થતાં સુધી બગલમાં દબાવી રાખ્યો. એક વાર દુંદુભિ રાક્ષસ તેની સાથે લડવા આવ્યો. તેને તેણે જોતજોતામાં મારી નાંખ્યો ને એક પગવડે તેના શબને બસો બાણવા દૂર ફેંક્યું. પેલાં દૂરદૂર સાત સાલવૃક્ષ દેખાય છે. વાલિ એક બાણે એક વૃક્ષને આરપાર વીંધે છે. મહારાજ, આવા મહાપરાક્રમી સૂર્યપુત્ર વાલિની સાથે લડવાનું આપણું શું ગજું ?'

સુગ્રીવને નિરાશ થતો જોઈને રામે દુંદુભિના હાડપિંજરને પગના અંગૂઠા વડે સો યોજન દૂર ફેંક્યું. આટલું કરવા છતાં પણ સુગ્રીવનું મન માન્યું નહિ. તેથી રામે પેલાં સાત સાલવૃક્ષો પાસે જઈને એક જ બાણથી તે સાતેયને એકીસાથે વીંધી નાંખ્યાં. રામનું આ અતુલ બલ જોઈને હવે સુગ્રીવને ખાતરી થઈ.

તરત જ તેણે કિષ્કિન્ધામાં જઈને વાલિને લડવા

આવવાનું કહેણુ મોકલ્યું. વારંવાર હારી બેઠેલો સુગ્રીવ ઉત્સાહભેર લડવાનું કહેણુ મોકલાવ એ જોઈને તારાએ વાલિને કાલાવાલા કર્યા : ' સુગ્રીવને કોઈ જબરાની ઓથ મળી હોવી જોઈએ. માટે તમે આજે તેની સાથે લડવા જવાનું માંડી વાળો. '

પણ તારાનું કહેવું ન ગણકારતાં તે સુગ્રીવ સાથે લડવા નગર બહાર નીકળ્યો. બંને ભાઈનું એક જ રૂપ ! સરખી ઊંચાઈ, સરખો આકાર, સરખાં શરીર! બંનેનાં માથાં, કપાળ, નાક, કાન, મોં, ડોક, છાતી, હાથ, પગ બધું એકસરખું. એમાંથી વાલિ કોણ ને સુગ્રીવ કોણ એ કળી શકાય જ નહિ.

હવે બંને લડવા તો લાગ્યા, અને એમાંથી એક જણ ઢીલો પણ પડ્યો. પરંતુ રામ કોનો પક્ષ લે ? વાલિ કોણ ને સુગ્રીવ કોણ એ જાણ્યા સિવાય એ કોને બાણ મારે ?

છેવટે સુગ્રીવ ભાગ્યો. તેણે રામ પાસે આવીને કહ્યું : ' વિશ્વાસ દઈને આવું જ કર્યું ને ? ' રામે તેને ખાતરી કરાવી : 'સુગ્રીવ, મારો દોષ શો ? તમે બંને સરખા છો. એટલે હું તો તમને વરતી શક્યો જ નહિ. એટલે કોને મદદ કરું ? પણ આ વખતે તમે આ માળા ધારણ કરો ને લડવા જાઓ. તમારા ગળાની માળાથી હું તમને વરતી કાઢીશ અને આ ઝાડોની પાછળ રહીને હું તમને અણીને વખતે મદદ કરીશ. '

સુગ્રીવ ફરી લડવા ગયો. મદોન્મત્ત હાથીઓની જેમ બંને લડવા લાગ્યા. આખરે સુગ્રીવે થાકીને રામ જે દિશામાં હતા તે તરફ જોયું. તરત જ સરૂરૂરૂ કરતું બાણ આવ્યું ને

વાલિની છાતીમાં ચોંટ્યું. બાણના કારી ઘાથી વાલિ ઘણ ઠઈને જમીન પર પડ્યો ને મરી ગયો.

૩

## સુગ્રીવનો પ્રમાદ

વાલિનો વધ કરાવ્યો તો ખરો. પણ ગમે તેટલું તોય એ ભાઈ તો ખરો ને ? એટલે તેના વધથી સુગ્રીવને ખૂબ લાગી આવ્યું. તેણે તેના શબ પાસે બેસીને છૂટા મોંએ રડવા માંડ્યું.

વાલિ માર્યો ગયો છે એમ સાંભળીને તારા અને વાલિનો પુત્ર અંગદ પણ ત્યાં આવ્યાં. માદીકરો પણ વિલાપ કરવા લાગ્યાં. નગરમાં પણ હાહાકાર વરતી રહ્યો.

હવે રામે બધાંને શાન્ત પાડીને કહ્યું : 'થયું ન થયું થનાર નથી. વાલિએ અધર્મ કર્યો માટે તેનો વધ થયો. હવે સુગ્રીવ, તમારી સ્ત્રી તારાનો તમે સ્વીકાર કરો, નગરમાં પાછા જઈને વાલિની જગાએ તમે રાજા થાઓ તથા વાલિથી ઉત્પન્ન થયેલા તારાના આ પુત્ર અંગદને યુવરાજ બનાવો.'

રામનાં મધુર વચન સાંભળીને સુગ્રીવે ને હનુમાને તેમને કહ્યું : ‘ મહારાજ, તમે અમને બહુ આભારી કર્યા છે. તમે પણ નગરમાં ચાલો ને રાજ્યાભિષેકના ઉત્સવમાં ભાગ લો. ’

પણ રામે ના પાડતાં કહ્યું : ‘ પિતાજીની પ્રતિજ્ઞા મુજબ મારે ચૌદ વર્ષ વનમાં રહેવાનું છે. એટલે મારાથી નગરમાં અવાય નહિ. પણ આ લક્ષ્મણ તમારી સાથે આવશે અને તમારું કામ પૂરું થશે એટલે પાછો ફરશે. અમે હવે અહીંથી પેલા પ્રસ્રવણગિરિ પર વાસ કરીશું. જુઓ, હવે વર્ષાઋતુ આવી છે. હવે પ્રવાસે જઈ શકાય એમ નથી. માટે વર્ષાઋતુ પૂરી થતાં સુધી તમે નગરીમાં રહો અને અમે બંને પ્રસ્રવણગિરિ પર રહીએ. વર્ષા પૂરી થયે તમે આવજો. પછી આપણે સીતાની શોધ કરવાની યોજના કરીશું. ’

રામની વિદાય લઈને સહુ કિષ્કિન્ધામાં ગયાં. સુગ્રીવ રાજા થયો. તેને તેની તારા પાછી મળી તથા રામના કહેવા મુજબ તેણે અંગદને યુવરાજ પણ બનાવ્યો. લક્ષ્મણ પણ બધું પતાવીને પાછા આવ્યા.

વર્ષાઋતુમાં કામકાજ નહિ અને નવરાશ બહુ, તેથી રામને વૈદેહી વારંવાર યાદ આવે. રોજ રામની આંખોમાંથી શ્રાવણભાદરવો વરસે. લક્ષ્મણ તેમને વારંવાર સમજાવે. આવી રીતે વૈદેહીના વિયોગના શોકમાં વર્ષાઋતુ ચાલી ગઈ.

અહીં સુગ્રીવ તો રાજ્ય મળ્યા પછી મોજશોખમાં પડી ગયો. આખી વર્ષાઋતુ દરમ્યાન તેણે લહેર જ કર્યા

કરી. રામલક્ષ્મણ પ્રસ્રવણ પર શું કરે છે એની ભાળ સરખી પણ તેણે કઢાવી નહિ. જાણે તે તેમને છેક વીસરી જ ગયો.

જ્યારે વર્ષા ગઈ ને શરદ આવી, ત્યારે રામે લક્ષ્મણને કહ્યું : "સૌમિત્રિ, આખરે વર્ષા ગઈ ખરી, અને હવે શરદ આવી છે. પ્રવાસીઓએ પ્રવાસ શરૂ કરી દીધા છે, વિજય માટે રાજાઓ સૈન્ય લઈ ને નીકળી પડ્યા છે, પરિવ્રાજકો પણ હવે પર્યટન કરવા લાગ્યા છે. છતાં સુગ્રીવ કેમ જણાતો નથી ? આપણને મદદ કરવાની એણે પ્રતિજ્ઞા કરી હતી, તે શું એ ભૂલી ગયો હશે ? ગરજ સરી એટલે વૈદ્ય વેરી ? વાલિ ગયો, રાજ્ય મળ્યું અને બૈરી મળી, એટલે ભાઈસાહેબ બે-ફિકરા થઈ ગયા ! હવે એ આપણા તરફ જુએ પણ શેનો ! એ મૂર્ખની સાન ઠેકાણે લાવવી જોઈએ. ગ્રામ્ય સુખોમાં રચીપચી રહેલા એ મૂર્ખ પ્રમાદી સુગ્રીવને જઈ ને કહે : 'એશઆરામમાં શું પડ્યો છે ? હજી તો તારે સીતાની શોધ કરવામાં મદદ કરવાની છે. માટે ચાલ તૈયાર થા. તને ખબર છે ? જે માર્ગે વાલિ ગયો, તે માર્ગ કંઈ સાંકડો નથી. માટે જો તારે એ માર્ગે ન જવું હોય, તો ઝટ તૈયાર થા' થા'."

રાતાપીળા થયેલા લક્ષ્મણે હવે કિષ્કિન્ધામાં જઈ ને સુગ્રીવની ગુફામાં પ્રવેશ કર્યો. લક્ષ્મણ ક્રોધથી બળતા આવ્યા છે એ સાંભળતાં જ સુગ્રીવના બાર વાગી ગયા. તેણે લક્ષ્મણને શાન્ત પાડવા માટે તારાને મોકલી. તારાએ લક્ષ્મણને કાલાવાલા કરીને શાન્ત કર્યા. પછી સુગ્રીવ તેમને મળ્યો.

લક્ષ્મણે રામનાં વચન તેને કહી બતાવ્યાં એટલે સુગ્રીવે ભૂલ કબૂલ કરતાં કહ્યું : ‘ મહાનુભાવ, મારા પ્રમાદની ક્ષમા માગું છું. રામે મારું શું નથી કર્યું ? ગયેલું રાજ્ય એમણે જ અપાવ્યું છે. એમની જ કૃપાથી મારી તારા મને પાછી મળી છે. રામને માટે મારા પ્રાણ પાથરું તોપણ તેમના ઉપકારનો બદલો વાળી શકું નહિ. તમે જઈને રામને કહેજો કે સુગ્રીવ વાનરસેના તૈયાર કરીને ઝટ સેવામાં હાજર થશે. ’

૪

## વાનરસેના ચાલી

હવે સુગ્રીવે ચારે દિશામાંથી વાનરોને બોલાવ્યા. ઋક્ષ, જામ્બવાન, નલ, નીલ, સુષેણ, કેસરી, તાર, વગેરે યૂથપો તડામાર આવી પહોંચ્યા. દરેકની પાસે કરોડોની વાનરસેના હતી. સૌ પ્રસ્રવણગિરિની તળેટીમાં પડાવ નાંખ્યો.

જ્યારે સૌ આવી ગયા, ત્યારે સુગ્રીવે સમસ્ત છાવણી પર નજર કરી. સાગર જેવી વાનરસેનાને જોઈને તેની છાતી ગજગજ ફૂલી ઊઠી. આવી સેનાની સહાય વડે સીતાની શોધ તેને હસ્તામલકવત્ જણાઈ.

બધા આવી ગયા એટલે તેણે રામની પાસે જઈને કહ્યું : ' મહારાજ, તમારી આ સેના તમારી સેવામાં હાજર છે. એને જે હુકમ ફરમાવવો હોય તે ફરમાવો. '

એટલે પ્રસન્નચિત્તે રામે સુગ્રીવને ધન્યવાદ આપતાં કહ્યું : ' વાનરેન્દ્ર, મારે શું કહેવાનું હોય ? મારું જીવન હવે તમારા હાથમાં છે. તમે સીતાની ભાળ કઢાવો. '

તરત જ સુગ્રીવે વાનરસેનાને કહ્યું : ' હે વાનરશ્રેષ્ઠો, તમને શા માટે બોલાવ્યા છે તે સાંભળો. મહારાજ રામચંદ્રના આપણી ઉપરના ઉપકાર તમને વિદિત છે. લંકાનો રાજા રાવણ તેમનાં પત્ની સીતાદેવીને ચોરની જેમ કપટથી ઉપાડી ગયો છે. આપણે એ સીતાદેવીની ભાળ કાઢવાની છે. રાવણ તો દશે દિશામાંથી ગમે ત્યાં જઈને રહી શકે એમ છે. માટે તમે સર્વ ઊપડો. દશે દિશાઓ ખૂંદી વળો. આકાશ, પાતાળ, પહાડ, પર્વત, નદી, સરોવર, ગુફા, વન કશું ય છોડતા ના. એક મહિનાની અંદર સીતાની શોધ કરી લાવો. '

આમ કહીને તેણે જુદા જુદા વાનરસેનાપતિઓને જુદી જુદી દિશાઓમાં મોકલ્યા. રાવણ સીતાને દક્ષિણ તરફ લઈ ગયો હતો, તેથી તેણે અંગદને દક્ષિણ તરફ મોકલ્યો. તેની સાથે હનુમાન, જામ્બવાન, નલ, નીલ વગેરે કપિરાજો પણ હતા.

રામને હનુમાનમાં ખૂબ શ્રદ્ધા હતી. વળી હનુમાનની રામ પર ભક્તિ પણ અપૂર્વ હતી. તેથી રામે તેને બોલાવીને

કહ્યું : 'હનુમાન, તમારે હાથે જ સીતાની શોધ થવાની છે એમ મને લાગે છે. તેથી હું તમને જ મારો સંદેશો આપું છું. દેવી વૈદેહી મળે તો અમારા સર્વના કુશળ સમાચાર તેને આપજો. તમે મારા દૂત છો એની એને ખાતરી થાય, એટલા માટે મારા નામવાળી આ વીંટી લઈ જાઓ. આ વીંટી જોતાં જ તે બધું સમજી જશે. ઠીક ત્યારે હવે જાઓ અને ફતેહ કરીને જલદી પાછા આવો.'

રામને વંદન કરીને હનુમાન ચાલ્યો. સેનાપતિ અંગદના હાથ નીચે વાનરસેનાએ આખો વિંધ્ય અને પશ્ચિમાદ્રિ તપાસી કાઢ્યા, પણ સીતાની ભાળ મળી નહિ. સુગ્રીવે આપેલી મહિનાની અવધિ પૂરી થઈ ગઈ, છતાં સીતા જડી નહિ. વીલે મોંએ પાછા જવા કરતાં બળી મરવું સારું એમ વિચારીને સૌ વાનરો મરવા તૈયાર થયા.

એટલામાં જટાયુનો ભાઈ સંપાતિ ત્યાં આવ્યો. તેણે તેમને કહ્યું : 'રાવણ સીતાને લઈ ગયો છે. દક્ષિણ સમુદ્ર પર આવેલા મહેન્દ્ર પર્વત પર હું બેઠો હતો ત્યારે મેં તેને સીતાને લઈને લંકામાં જતાં જોયો હતો. માટે તમે અહીંથી દક્ષિણ સમુદ્રે જઈને લંકામાં જાઓ.'

સંપાતિનાં વચનથી હર્ષમાં આવી જઈને વાનરો ધરણી ધ્રુજાવતા, કૂદાકૂદ કરતા વાયુવેગે દક્ષિણ સમુદ્રે ગયા.



# સુન્દરકાણ્ડ

## ૧

## સમુદ્ર ઓળંગ્યો

વાનરસેનાએ સમુદ્રકિનારે પડાવ નાંખ્યો. પણ હવે કરવું શું ? સામે તો અસીમ દરિયો ઘુઘવતો હતો. સમુદ્રમાં દૂરદૂર લંકા હતી. પણ ત્યાં જવું શી રીતે ? અને ત્યાં ન જવાય તો સીતાની ભાળ મળે પણ કેવી રીતે ? આથી વાનરોની સભા મળી.

અંગદે પૂછ્યું : ' મહારાજ સુગ્રીવની ઇચ્છાને સફળ કરવા માટે મહાસાગર ઓળંગીને લંકામાં જઈને સીતાની ભાળ કાઢી આવે એવું છે કોઈ આપણામાં ? ' અંગદનાં વચન સાંભળીને એકેએક મુખ્ય વાનરોએ પોતપોતાનાં પરાક્રમનાં વર્ણન કર્યાં, પણ કોઈએ ભૂલ્યેચૂક્યે એમ ન કહ્યું કે ' હું સમુદ્ર ઓળંગીશ ને કામ ફતેહ કરીશ. '

આખી સભા મૌન ધારણ કરીને બેસી રહી. સૌ એક-બીજાની સામે ટગરટગર જોયા કરે, પણ સમુદ્ર ઓળંગવા કોઈ તૈયાર થાય નહિ. કિનારે આવેલું વહાણ ડૂબવા જેવી દશા થઈ.

આખરે જામ્બવાને હનુમાનને ઉદ્દેશીને કહ્યું : 'વાનર-શ્રેષ્ઠ હનુમાન, તમે શાન્ત કેમ બેઠા છો? મને પૂરી ખાતરી છે કે તમારા સિવાય બીજા કોઈથી આ કામ થવાનું નથી. તમે હરિપુંગવ કેસરીની પત્ની અંજનાના વાયુદેવથી ઉત્પન્ન થયેલા પુત્ર છો. તમે વેગમાં ને પરાક્રમમાં વાયુદેવ જેવા છો. તમે જ્યારે છેક નાના હતા, ત્યારે પૂર્વમાં ક્ષિતિજમાં બાલસૂર્યના લટકતા લાલ ગોળાને પાકું ફળ ધારીને તે લેવા દોડ્યા હતા. ફળની લાલચે તમે આકાશમાં ફાળો ઉપર ફાળો ભરતાંભરતાં સૂર્યદેવની પાસે જેમજેમ જતા ગયા, તેમતેમ તમે દાઝતા ગયા. છેવટે સૂર્યદેવના પ્રખર તાપથી મૂર્છા ખાઈને તમે પૃથ્વી પર પડ્યા. તે વખતે તમારી દાઢી બહાર નીકળી આવી. ત્યારથી તમે હનુમાન કહેવાયા. હે વાયુપુત્ર, તમારું આવું અતુલ બળ છે. તમે બાલપણમાં આકાશમાં કૂદ્યા હતા, તો અત્યારે જુવાનીમાં આ સમુદ્ર ઓળંગવાનું કામ તમારે માટે તો રમતવાત છે. માટે હે પવનસુત, તમે કમર કસો, સમુદ્ર ઓળંગો, સીતાજીની ભાળ કાઢી લાઓ અને મહારાજ સુગ્રીવને કૃતકૃત્ય કરો. રામના જીવનનો આધાર તમારી ઉપર છે.'

જામ્બવાનનાં પ્રોત્સાહનભર્યાં વચન સાંભળીને હનુમાન સમુદ્ર ઓળંગવા તૈયાર થયા. એમનું અંગ વજ્રનું હતું અને

નૈષ્ઠિક બ્રહ્મચર્યની તેમણે ઉપાસના કરી હતી. તે મહેન્દ્ર પર્વતના શિખર પર ચડ્યા. તેમણે શરીર સંકોચ્યું, દાંત પીસ્યા, આંખો તીક્ષ્ણ કરી અને 'જય રામ' કરીને ફાળ ભરી.

વાનરસેનાએ સુગ્રીવનો, રામનો ને હનુમાનનો જયઘોષ કર્યો. હનુમાનની પર્વત જેવી કાયા આકાશમાં મોટા વાદળની જેમ આગળ ધપવા લાગી. ફાળો પર ફાળો ભરીને તેમણે જોતજોતામાં સમુદ્ર ઓળંગ્યો ને પોતાની પ્રચંડ કાયાને હેમકૂટ પર્વત પર મૂકી.

સમુદ્ર ઓળંગવાથી હનુમાનને એક પ્રકારનો આનં થયો. પણ હવે લંકામાં કેવી રીતે પેસવું ને સીતાજીની શોધ કેવી રીતે કરવી તેની તેમને ચિંતા થઈ. ઘણાઘણા તર્કવિતર્કોને અંતે તેમણે સૂક્ષ્મરૂપ ધારણ કરીને સમીસાંજે લંકામાં પેસવાનું નક્કી કર્યું.

હવે તેમણે લંકામાં સલામતીથી પ્રવેશ કર્યો. એક પછી એક બધાં ભવનો જોવા માંડ્યાં. તેમણે રાવણના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. અર્ધી રાત થઈ ગઈ હતી. કેટલી ય યુવતીઓ સુંદર શયનોમાં ઊંઘતી હતી. હનુમાન તે સર્વનું નિરીક્ષણ કરી વળ્યા; પણ તેમાં સીતાજી નહોતાં.

હવે તેમણે અંતઃપુરના ખાસ શયનગૃહમાં પ્રવેશ કર્યો. ત્યાં રત્નજડિત પલંગમાં એક સુંદરી ભરઊંઘમાં પડી હતી. એ રૂપરૂપનું ધામ હતી અને તેના નિદ્રસ્થ મુખ પર સતીત્વનું તેજ હતું. હનુમાનને પ્રથમ ક્ષણે થયું કે આ જ સીતાદેવી. પણ થોડો વિચાર કરતાં લાગ્યું કે 'સતી સીતા

રામ સિવાય બીજા કોઈને ભજે નહિ અને તેથી રામના વિયોગને લીધે આવાં સુખદ શયનમાં કદી સૂએ નહિ. માટે આ સીતા ન જ હોય. કદાચ રાવણની પટરાણી મંદોદરી હશે. '

હનુમાન રાવણનું સમસ્ત અંતઃપુર તપાસી વળ્યા, પણ સીતાજી ત્યાં ન મળે. પછી તેમણે આખી લંકાનાં સર્વ ભવનો એકેએક તપાસ્યાં, પણ ક્યાંય સીતાજી મળ્યાં નહિ. ફરીફરીને અને શોધ કરીકરીને તે થાકયા. આખરે તેમણે મન સાથે વિચાર્યું : ' સીતાજી લંકામાં છે એ વાત ચોક્કસ છે. માટે એ ન જડે ત્યાં સુધી હું લંકાનો ખૂણેખૂણો વારંવાર જોઈ વળીશ. '

તેમણે પુનઃ શોધ શરૂ કરી. રખડતાંરખડતાં અશોકવાટિકા તેમની દૃષ્ટિએ પડી. જોતાં જ તેમને થયું : ' ઓત્તારી, આ વાટિકા તો જોવાની રહી જ ગઈ છે ! ચાલ ત્યારે તેમાં જોઈ વળું ને બને છે તો બે ઘડી વિશ્રામ પણ લઉં. '

તરત જ તેમણે અશોકવનમાં પ્રવેશ કર્યો. તેમણે વળી પાછું વિચાર્યું : ' સીતાજી સાંજના વખતે સ્નાનસંધ્યા કરવા માટે જળાશય પર જરૂર જવાનાં. માટે આ વનની પેલી નદીને કિનારે પેલું સીસમનું ઝાડ છે, એની ઉપર હું છુપાઈ રહું. ' આમ વિચારીને તેમણે સીસમના ઝાડ પર પોતાની જાતને છુપાવી.

૨

## અશોકવનમાં સીતા

સાંજ પડી એટલે એક સુંદર યુવતી ત્યાં આગળ આવી. તેની આસપાસ રાક્ષસીઓનો પહેરો હતો. આ યુવતીનું શરીર ઉપવાસથી સુકાઈ ગયું હતું, મોં મલિન દેખાતું હતું, છતાં ન જિરવાય એવું તેજ આંખમાં ભર્યું હતું. એના પગ એનું કહ્યું કરતા નહોતા ને એની દૃષ્ટિ દૂરદૂરની કોઈ ચીજને શોધતી હતી. એનાં વસ્ત્રો મલિન હતાં અને વાળ ઓળ્યા વિનાના હતા. તે જીવતી હતી, છતાં જાણે મરેલી હોય તેવી નિરુત્સાહ લાગતી હતી. એને જોતાં જ હનુમાનને થયું : 'જરૂર આ જ સીતામાતા. રાક્ષસીઓ વચ્ચે માનવ-સુંદરી બીજી કોણ હોય!'

યુવતી ઝાડ નીચે આવી અને ઝાડની ડાળી પકડીને ઊભી રહી. નિઃશ્વાસ નાંખતી ને શોક કરતી તે કેટલોય સમય એમ ને એમ ઊભી જ રહી. રાત પડી ગઈ અને એક પહોર પણ વીતી ગયો, તેની તેને જાણે ખબર જ ન પડી.

જ્યારે જગ પણ ઝંપી ગયું, ત્યારે ત્યાં રાવણ આવ્યો. તેને આવતો જોતાં જ પવનથી કેળ કંપે તેમ યુવતી કંપી ઊઠી. તેનું મોં લાલચોળ થઈ ગયું ને તેની આંખમાંથી

અંગારા ઝરવા લાગ્યા. તે પાસે આવ્યો, એટલે પોતાના બંને હાથ વડે છાતીને ઢાંકીને તે જમીન પર બેસી ગઈ.

શાન્ત શીતલ ચાંદનીમાં રાવણે અમૃત જેવાં જણાતાં, પણ પેલી યુવતીને ઝેર જેવાં લાગતાં વચનો કહ્યાં : 'પ્રિયે, વહાલી, તું આમ ક્યાં સુધી ઝૂર્યા કરશે ને મને ટળવળાવ્યા કરશે ? ગઈ ગુજરીને યાદ કરીકરીને શોક કરવાથી શું વળવાનું છે ? રામથી હવે અહીં અવાવાનું નથી. હું તને અહીં લાવ્યો છું, એની જ એને ખબર પડવાની નથી અને ખબર પડશે તો તેનાથી સમુદ્ર ઓળંગીને અહીં અવાવાનું નથી. માટે તું રામની આશા છોડીને મારા તરફ વળ. મારી પાસે શું ઓછું છે ? જો મારું રૂપ, મારો વૈભવ, મારી શક્તિ અને મારો પ્રેમ. મારું ચૌદ ચોકડીનું રાજ્ય હું તારે ચરણે ધરું છું, મારી સેંકડો સ્ત્રીઓ અને ખુદ મંદોદરી પણ તારું દાસત્વ કરશે, દેવો તારી આજ્ઞા ઉઠાવવા તત્પર રહેશે. દેવી, મારો સ્વીકાર કરવાથી તને સ્વર્ગતુલ્ય સુખ મળશે.'

સીતાએ ઘાસની સળી વચ્ચે રાખીને તિરસ્કારભર્યો જવાબ આપ્યો : 'મૂર્ખ પાપી રાવણ, તારી વિદ્વત્તા ક્યાં ગઈ ? પરસ્ત્રીમાં મન ઘાલવાથી તારા કુલનો નાશ થશે એ તું કેમ સમજતો નથી ? જો તારું અને તારાં બૈરાં-છોકરાંનું ભલું ઇચ્છતો હોય, તો મને મારા રામની પાસે મોકલી દે. ચોરની જેમ મને ઉપાડી લાવીને તેં સૂતો સિંહ જગાડ્યો છે, કાલિનાગને છંછેડ્યો છે, જમરાજની દાઢમાં પ્રવેશ કર્યો છે, કાળને નોતર્યો છે. તારા જેવાં હજાર

શિયાળવાં ભેગાં થાય, તોપણ રામ જેવા સિંહની જોટે ન આવે. માટે જા, પાછો જા અને મંદોદરી જેવી સતી સ્ત્રીની સેવા કર.'

સીતાનાં વચન સાંભળીને રાવણ ભભૂકી ઊઠ્યો : 'મૂઢ જાનકી, બસ કર; બહુ થયું. હું હવે દલીલ કરવા માગતો નથી. હું તને જેમજેમ પ્રેમવચનો કહું છું, તેમતેમ તું ચડી વાગે છે. મારો છેલ્લો નિર્ણય સાંભળી લે ને પછી તારે જેમ કરવું હોય એમ કર. મેં તને પહેલેથી બાર માસની મુદત ન આપી હોત તો આ ક્ષણે જ તારું આવી બનત. પણ મેં મુદત આપી જ છે એટલે નિરુપાય છું. બાર માસ પૂરા થવાને હવે બે માસ બાકી છે. બે માસને અંતે જો તું મારી નહિ થાય, તો મારા રસોયાઓ તારા રાઈરાઈ જેવડા ટુકડા કરીને રસોઈ બનાવશે ને તે રસોઈ હું ખાઈશ.'

આમ કહીને રાવણ ત્યાંથી ચાલ્યો ગયો. સીતાની આવી કફોડી દશા જોઈને હનુમાનને ખૂબ લાગી આવ્યું. હવે તેમણે વિચાર્યું : 'સીતાની આગળ હું કયી રીતે પ્રકટ થાઉં ? મને એ માયાવી રાક્ષસ ધારી બેસે તો મારું કામ શી રીતે પાર પડે ?' અનેક વિચારો પછી તેમણે રામનો અત્યાર સુધીનો ઇતિહાસ ગાવાનું નક્કી કર્યું. ઝાડમાં બેઠાં-બેઠાં, સુમધુર કંઠે તેમણે રામની કથા ટૂંકમાં ગાઈ. સીતાને તો જાણે અમૃત પીવા મળ્યું.

રામે હનુમાનને સીતાની શોધમાં મોકલ્યો અને હનુમાન અશોકવાટિકામાં ગયો, ત્યાં સુધીની કથા ગવાઈ. તરત જ સીતાએ ઊંચે જોઈને વિનંતિ કરી : 'અમૃતકથા ગાનાર

સત્ત્વ, તમે કોણ છો ? શત્રુ છો કે મિત્ર ? તમે જ હનુમાન છો ? મિત્ર હો ને મારા રામના દૂત હો, તો મને દર્શન દેવાની કૃપા કરો.'

તરત હનુમાન નીચે ઊતર્યા ને હાથ જોડીને વંદન કરીને સીતાની પાસે ઊભા. દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ. સામે ઊભેલ સત્ત્વ મિત્ર જ છે ને રામનો દૂત છે એની ખાતરી હજી સીતાને થતી નહોતી. કદાચ માયાવી રાક્ષસ હોય તો !—આવી શંકા તેને થતી હતી.

પણ હનુમાને રામની વીંટી સીતાને આપી. વીંટી મળતાં જ જાણે સાક્ષાત્ રામ મળ્યા હોય તેવો આનંદ વૈદેહીને થયો. તેને છાતી સાથે ચાંપીને કેટલી ય વાર સુધી બોલ્યાચાલ્યા વિના તેણે રોયા જ કર્યું. છેવટે તેણે હનુમાનને બધાંના સમાચાર પૂછ્યા. સૌના કુશળસમાચાર જાણીને અને રામ પણ પોતાના વિયોગથી ઝૂરે છે એ સાંભળીને સીતાને સંતોષ થયો.

આખી રાત સુખદુઃખની વાતો બંનેએ કરી. આખરે હનુમાને કહ્યું : માતાજી, હવે મને જવાની રજા આપો.' એટલે સીતાએ તેને પોતાનો ચૂડામણિ આપીને કહ્યું : ' હનુમાન, તમારો ઉપકાર કદી નહિ ભૂલું. લો આ ચૂડામણિ. એને જોતાં જ રામ જાણી જશે કે તમે મને મળ્યા છો. મારી વતી બધાંને કુશળ પૂછજો અને રામને કહેજો : " એક માસની અવધિ છે. એટલા વખતમાં નહિ આવો તો પછી રાવણ મને ખાઈ જશે. " '

હનુમાને કહ્યું : ' માતાજી, અહીં રહીને દુઃખી થવાની જરૂર નથી. અબઘડી જ મારી સાથે ચાલો, હું તમને રામની પાસે લઈ જાઉં છું. '

સીતાએ તેને ધન્યવાદ આપીને કહ્યું : ' હનુમાન, તમારા બળમાં મને પૂરો વિશ્વાસ છે. પણ તમારી સાથે મારાથી ન અવાય. ખુદ રામ જ મને લેવા આવે એ જ એમને શોભે. મારું જે થવાનું હોય તે ભલે થાય, પણ રામ પર કોઈ જાતનું કલંક આવે એ મારાથી ન સહેવાય. હું ચોરની જેમ નહિ નાસું. રામ આવીને સામી છાતીએ મને રાવણ પાસેથી લઈ જશે. માટે વીરા, તમે વહેલાવહેલા જાઓ અને એમને લઈને જલદી પાછા આવો. ભગવાન તમને કુશળ રાખે. '

૩

## લંકામાં આગ

સીતાની પાસેથી વિદાય લઈને હનુમાન નીકળ્યો. બહાર નીકળીને તેમણે રાવણનું પ્રમદવન જોયું. ઉપવન બહુ જ રમણીય હતું અને વૃક્ષો, વેલીઓ, ફૂલછોડો તથા પક્ષીઓ વગેરે જાણે હસીહસીને આવકાર આપતાં હતાં. આવું રમણીય ઉપવન જોઈને હનુમાનને અડપલું કરવાનું મન

થયું. એમણે વિચાર્યું: ‘રામનો દૂત આવી ગયો, એવી ખબર રાવણને પડવી જોઈએ. વળી રાવણનું બળાબળ માપ્યા સિવાય જવું એ પણ એક પ્રકારની બાઘાઈ ગણાય. માટે ચાલ એક નૂકતો કરું.’

તરત જ હનુમાને વાડીમાં પેસીને તે ઉજ્જડ કરવા માંડી. પળવારમાં તો આખી વાડી દાવાનળથી કે ભૂકંપથી નાશ પામી હોય એવી ઉજ્જડ થઈ ગઈ. વાનરરાજને વાડીનો નાશ કરતો જોઈને તેનું રક્ષણ કરનારી રાક્ષસીઓ ભયથી રાવણ પાસે દોડી ગઈ. તેમણે તેને ભયથી કંપતાંકંપતાં કહ્યું: ‘મહારાજ, પ્રમદવનનો નાશ કરાયો. કોઈ એક ભીમકાય વાનર આવ્યો છે. તે કોઈને ન ગણકારતાં વાડીને ઉજ્જડ કરવા મંડ્યો છે.’

રાવણને આ સાંભળીને કુતૂહલ થયું ને રોષ પણ ચડ્યો. તેણે રાક્ષસસેનાને મોકલી ને આજ્ઞા કરી કે તેને બાંધીને મારી પાસે લાવો. રાક્ષસસેના ત્યાં ગઈ અને તેની સાથે લડવા લાગી. એક બાજુ હજારો રાક્ષસો અને એક બાજુ હનુમાન એકલા જ. ઘનઘોર યુદ્ધ થયું. આખરે હનુમાનનો તાપ ન જિરવાયાથી રાક્ષસો ભાગ્યા ને ઘણા તો યમસદન પણ પહોંચી ગયા.

નાસી છૂટેલાઓએ રાવણને વાનરના અપૂર્વ પરાક્રમની વાત કહી. એટલે તેનો પુત્ર યુવરાજ ઇન્દ્રજિત રણે ચડ્યો. હવે હનુમાન અને મેઘનાદ બંનેનું અદ્ભુત યુદ્ધ થયું ને છેવટે ઇન્દ્રજિતે હનુમાનને નાગપાસથી બાંધ્યો અને રાવણ પાસે ખડો કર્યો.

રાવણે અડગ, અણનમ ઊભેલા તે વાયુપુત્રને જોઈ ને પૂછ્યું : 'તું કોણ છે ? ને કેમ આવ્યો છે ?'

હનુમાને કહ્યું : 'હું રામનો દૂત છું ને વાનરરાજ સુગ્રીવનો મંત્રી છું. ચોરડાકુની જેમ સીતાને ઉપાડી લાવ્યો છે, પણ હવે તને ખબર પડશે. હું આવ્યો છું એની તને ખબર પાડવા મેં તારા પ્રમદવનનો નાશ કર્યો છે. રાવણ, મારા જેવા તો કરોડો તારી લંકા ઉપર ઊતરી પડશે. માટે મારું કહેવું માનીને સીતા રામને પાછી આપી દે ને તેમની ક્ષમા યાચ.'

હનુમાનનાં તીખાં વચન સાંભળીને રાવણના ગુસ્સાનો પાર ન રહ્યો. તેણે તેનો વધ કરવાનો હુકમ આપ્યો, પણ વિભીષણે કહ્યું : 'મહારાજ, બધાએ થઈ ને એકને હણવો, એ શૂરનું કામ નથી, કાયરનું છે. વળી દૂતને મારવો એ પણ ઉચિત નથી. માટે હું કહું એમ કરો. એને પૂંછડે ચીંથરાં વીંટીને ઉપર દીવેલ રેડીને એ પૂંછડું સળગાવો. એથી આપણને જોવાની બડી મજા આવશે અને પૂંછડું બળવાથી એને પણ ઠીકઠીક સજા થશે.'

રાવણને આ યોજના ગમી ગઈ. તેણે તરત જ હુકમ કર્યો : 'આ નીચ વાનરને પૂંછડે રૂનાં ચીંથરાં વીંટો, ઉપર પુષ્કળ દીવેલ રેડો અને પછી પૂંછડાને આગ લગાડો.' પાસે ઊભેલા રાક્ષસોએ રાવણની આજ્ઞા મુજબ કર્યું અને કપિરાજે તે વગરબોલ્યે કરવા દીધું.

હનુમાનનું પૂંછડું પ્રજ્વલિત યજ્ઞાગ્નિની જેમ ભડભડ બળવા લાગ્યું. ઝાળો લપલપ કરતી આકાશ તરફ ડોકિયાં

કરવા લાગી. હનુમાનને તો આવું જ જોઈતું હતું. તેના વાનરસ્વભાવને યોગ્ય તેને મળી ગયું. જેવું પૂંછડું સળગ્યું કે તરત જ તેણે આકાશમાં છલંગ મારી. પછી તો પૂછવું જ શું? સૌથી પહેલી તેણે રાવણના મહેલોને આગ લગાડી ને પછી તો એક પછી એક એમ લંકાનાં બધાં ભવને આગ લગાડી. નિવાસગૃહો, શયનગૃહો, પાકશાળાઓ, ભોજન-શાળાઓ, હયશાળાઓ, હાથીખાનાં, વિહારગૃહો, નાચરંગનાં સ્થાનો—સર્વસ્વ ભસ્મીભૂત થઈ ગયું. ધુમાડાના ગોટેગોટા આકાશમાં ચડવા લાગ્યા. કદી ન મળેલું બલિદાન મળવાથી જાણે હુતાશન આજે પ્રફુલ્લકાય બન્યો હતો. કેટલાં ય રાક્ષસરાક્ષસીઓ, બાળકો, જુવાનો ને વૃદ્ધો ભડભડ બળતા અગ્નિમાં સળગી ગયાં! ઠેરઠેર હયહાથીની ત્રાડો, પશુ-પક્ષીનો કકળાટ અને રાક્ષસોની ચીસો ગાજી ઊઠી. પ્રલય-કાળ આવ્યો હોય તેમ સર્વત્ર હાહાકાર વરતાઈ રહ્યો. મણિમય મહેલો, રત્નમય આસનો, સુવર્ણમય વાહનો અને સ્ફટિકમય સ્તંભો છિન્નભિન્ન થઈ ગયાં!

એક કપિએ આખી લંકામાં હાહાકાર વરતાવી મૂક્યો. રાક્ષસરાક્ષસીઓ ત્રાહિત્રાહિ પોકારવા લાગ્યાં. આ રીતે રાવણને રામના બળનો પરચો બતાવીને હનુમાને લંકાની વિદાય લીધી. તેમણે પૂંછડાની આગ સમુદ્રમાં બુઝાવી અને આકાશમાર્ગે મહેન્દ્ર પર્વત તરફ ગમન કર્યું.

૪

## પાછા પ્રસ્રવણમાં

હનુમાનને હર્ષનાદ કરતો અને ફાળો ભરતો આવતો જોઈને સર્વ વાનરોને હર્ષ થયો. તેમણે તેનો યોગ્ય સત્કાર કર્યો અને પછી સૌ તેને વીંટળાઈને બેઠા. નલ, નીલ, જામ્બવાન, અંગદ વગેરે વડીલોને વંદન કરીને હનુમાને લંકાનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. આખરે સીતાની ભાળ લાગી ખરી—આથી સૌ વાયુપુત્રની પીઠ થાબડવા લાગ્યા. વળી તેણે લંકાને લગાડેલી આગનું વર્ણન સાંભળીને તો સૌ વાનરો અતિ આનંદમાં આવી જઈને નાચવાકૂદવા મંડી પડ્યા.

હવે વાનરસેના તડામાર પાછી ચાલી. વિજયના ઉન્માદમાં તેમણે માર્ગમાં મધુવન ઉજ્જડ કર્યું. આખું વન મધુર પકવ ફળોથી અને ઠેરઠેર મધપૂડાથી ભરેલું હતું. યથેચ્છ ફળો ખાઈને અને મધ ચૂસીને સેના પ્રસ્રવણ ગઈ.

સૌ દિશામાંથી સર્વ સેનાપતિઓ પાછા આવી ગયા હતા અને બધેથી નિરાશાના જ સમાચાર મળ્યા હતા. કોઈએ આવીને ન કહ્યું કે સીતાજી મળ્યાં. માત્ર અંગદની ટુકડી

આવવાની બાકી હતી. બધાંની મીંટ આ ટુકડી પર હતી. આ ટુકડી શા સમાચાર લાવે છે તે સાંભળવા માટે સૌ વરસાદની જેમ વાટ જોઈ રહ્યા હતા. વાટ પણ થોડીઘણી ન જોવી પડી. જોઈજોઈને થાક્યા ત્યારે એક દિવસ જયઘોષ કરતી—રામનો, સુગ્રીવનો, અંગદનો ને હનુમાનનો જય પોકારતી સેના આવી પહોંચી.

સીતા લંકામાં છે એ જાણીને સૌને ખૂબ શાન્તિ વળી. હનુમાને આ પરાક્રમ કર્યું છે એમ જાણીને સુગ્રીવે તેને ધન્યવાદ આપ્યો અને સૌ તેના તરફ માનથી જોવા લાગ્યા.

હનુમાન રામ પાસે ગયો એટલે રામ તો તેને ભેટી જ પડ્યા. પછી તેણે ધીમેધીમે બધી વાત કહી. સીતાના દિવસો ત્યાં કેવા દોહ્યલા જાય છે એ સવિસ્તર જણાવ્યું. પછી તેણે સીતાનો સંદેશો કહ્યો: 'એક માસની અવધિ છે. એક માસમાં આવીને મને નહિ છોડાવો—મહિનો વીતી જશે, તો રાવણ મને ખાઈ જશે.' આ સંદેશો કહીને તેણે રામને સીતાનો ચૂડામણિ આપ્યો.

ચૂડામણિ જોતાં જ રામને ખાળી રાખેલાં આંસુ દડદડ વહેવા લાગ્યાં. જનક રાજાએ આપેલો એ ચૂડામણિ. સીતાએ કદી તેને વીલો મૂકેલો નહિ. વનમાં આવતી વખતે માતા કૌસલ્યાએ અને પિતા દશરથે સ્વહસ્તે એ મણિ સીતાના માથામાં ગૂંથેલો. આવો પૂર્વપશ્ચિમનાં સંભારણાં કરાવતો મણિ જોઈને રામની આંખમાંથી શ્રાવણભાદરવો રેલ્યા. મસ્તકમણિને છાતી સાથે ચાંપીને આખરે રામે સુગ્રીવને કહ્યું: 'ભાઈ સુગ્રીવ, તમારા પ્રતાપે સીતાની

ભાળ મળી છે. માટે હવે તમે જ્યાં મારી પ્રાણાધાર વૈદેહી છે ત્યાં મને લઈ જાઓ. એના વિના મારાથી જિવાય એમ નથી. એક મહિનાની અવધિ છે. એમાંથી કેટલા ય દિવસ તો ચાલ્યા ગયા છે. કોઈ પણ રીતે આપણે અવધિ પહેલાં ત્યાં પહોંચવું જ જોઈએ. જો વૈદેહી મહિનાભર જીવતી રહે અને આપણે વેળાસર ત્યાં પહોંચી શકીએ, તો રાવણ જખ મારે છે. પછી વૈદેહી જીવી જ જાણો. માટે જ્યાં દેવી છે ત્યાં મને સત્વર લઈ ચાલો.'

રામનાં વચનથી સુગ્રીવે અને લક્ષ્મણે સમસ્ત વાનર-સેનાને તૈયાર થઈને કૂચ કરવાની આજ્ઞા આપી. તરત જ વાનરસેના ધરણી ધ્રુજાવતી, વૃક્ષો ઉખાડતી, પહાડો તોડતી, આકાશમાં કૂદકા મારતી, જયધ્વનિથી દશે દિશાઓ ચીરતી, ઊલટેલા સમુદ્રની જેમ દક્ષિણ સાગર તરફ ધસવા લાગી. સેનામાં કપિધુરંધરો હતા. નલ, નીલ, જામ્બવાન, અંગદ, સુષેણ, કેસરી, તાર વગેરે વાનરમુખ્યોની વચમાં સુગ્રીવ, રામ અને લક્ષ્મણ હતા. આમ કરતાંકરતાં સર્વ સેના દક્ષિણ સમુદ્રે પહોંચી. સામે અફાટ સમુદ્રને ઘુઘવતો જોઈને રામે કહ્યું : 'આ ફળ, ફૂલ, મૂળ, વૃક્ષ અને જળવાળા સમુદ્ર-કિનારા પર સેનાને મુકામ કરાવો. વગર વિશ્રામે દડમજલ કૂચ કરવાથી સૌ થાકી ગયા છે. માટે સૌને આજનો દિવસ આરામ લેવા દો.'

રામની આજ્ઞા મુજબ સુગ્રીવે ને લક્ષ્મણે સેનાને વ્યવસ્થિત રીતે ગોઠવી દીધી. સૌએ પોતપોતાની જગાએ મુકામ કર્યો અને આમોદપ્રમોદ કરવા માંડ્યો.



# યુદ્ધકાણ્ડ

## ૧

## વિભીષણની મૈત્રી

લંકાને આગ લગાડીને કપિરાજ હનુમાન ગયો એટલે રાવણે પોતાના મંત્રીઓ અને સલાહકારોની સભા બોલાવી. સભામાં તેણે બધી હકીકત કહી અને હવે શું કરવું એ પૂછ્યું. કોઈએ કહ્યું: 'સીતાને લેવા જતાં પહેલાં તમે અમને કોઈને પૂછ્યું હતું? તો હવે તમે અમને શા માટે પૂછો છો? તમને ફાવે તેમ તમે કરો. અમે તમારા હુકમ પ્રમાણે કરીશું.' બીજા કેટલાંક કહ્યું: 'તમે સીતાને લાવ્યા એ જ ખોટું છે. શત્રુતા કરવી તે જોઈ વિચારીને કરવી. સીતાની શોધમાં આવેલા એક દૂતે દાટ વાળ્યો! જ્યારે સમસ્ત વાનરસેના આવશે ત્યારે કોણ જાણે શું થશે? પણ

જે થયું તે થયું ! હવે સીતાને તમે આણી જ છે, તો પછી તેને પાછી તો ન જ આપવી. લાવ્યા પછી નીચી મૂકીએ પાછી આપવા જવું, તેના કરતાં કુટુંબકબીલા સાથે મરી પીટવું બહેતર છે.' વળી કેટલાકે કહ્યું : 'એ રામના ને એ વાંદરાના શા ભાર છે ? મહારાજ, તમારે દુનિયામાં કોઈથી ડરવાનું ન હોય. તમે સુખેથી મૈથિલી સાથે લહેર કરો. રામ અને તેની વાનરસેના કાલે આવતી હોય તો આજે આવે. અમે તેને જમીનદોસ્ત કરવા તૈયાર છીએ.'

આવી સલાહથી રાવણને તેના આ પાપી કામમાં ઊલટું વધારે પ્રોત્સાહન મળ્યું. આખી સભાનો મત એક જ હતો: 'થવાનું હોય તે થાય, પણ સીતાને પાછી ન જ આપવી.'

આખી સભાનો મત અધર્મને પોષે છે, એ જોઈને વિભીષણે કહ્યું : 'મહારાજ, કોઈ તમને સાચી સલાહ આપવા ઇચ્છતું નથી અથવા કોઈનામાં સાચી સલાહ આપવાની હિંમત નથી. પ્રિય બોલનાર અને પ્રિય સાંભળનાર તો લાખો છે, પણ સાચું છતાં અપ્રિય બોલનાર અને સાચું છતાં અપ્રિય સાંભળનાર તો કોઈક જ છે. મારાં વેણ તમને કડવાં લાગે તો ભલે, પણ મને જે સાચું લાગે છે તે જ હું કહું છું. પરસ્ત્રીને હરી લાવવી એ મહાપાપ છે. તમે એ પાપ કર્યું છે. માટે હજી તેનો પશ્ચાત્તાપ કરો. હજી કંઈ બાટુંમોળું થઈ ગયું નથી. સીતા રામને સોંપી દો અને થયેલી ભૂલ માટે રામની માફી માગો.'

વિભીષણનાં વચન સાંભળતાં જ રાવણને પગથી માથા સુધી લાગી ગઈ. તેણે ક્રોધથી રાતાપીળા થઈ ને કહ્યું : 'તારી

સલાહ તારી પાસે રહેવા દે. તારા જેવા પાજીની સલાહ મુજબ ચાલું એવો હું મૂર્ખ નથી. અલ્યા, સીતાને હું રાવણ, પાછી આપું? પાછી જ આપવી હોત, તો લાવત શું કરવા? આજ આટલે વર્ષે શું હું એમ કહેવરાવું કે રાવણે ભયભીત થઈને સીતા પાછી આપી દીધી? ઓ કુલાંગાર, આવું બોલતાં તારી જીભ કેમ કપાઈ ન ગઈ? શું કરું? તું મારો ભાઈ છે! તારે બદલે બીજો કોઈ હોત તો ક્યારનો ય તે જમરાજને ઘેર પહોંચી ગયો હોત. ઓ બાયલા, તું મારો ભાઈ છે એથી હું લાજી મરું છું. આજથી હું કહું છું કે તું મારો ભાઈ નથી. હું તને રાક્ષસોના રાજા તરીકે ફરમાવું છું કે મારા રાજ્યમાંથી ચાલ્યો જા; અબઘડી ચાલ્યો જા. ફરી મને તારું ભૂંડું મોં બતાવતો ના.'

રાવણનું ફરમાન સાંભળીને વિભીષણે કહ્યું: 'મિથ્યાભિમાની પાપી રાવણ, હું જાઉં છું. તું સાવધાન થા અને હવે તારી જાતને અને રાક્ષસકુલને રક્ષવાનો યત્ન કર. રાક્ષસોનો વિનાશકાળ નજીક આવ્યો લાગે છે અને તેથી જ આ આખી સભાને વિપરીત બુદ્ધિ સૂઝે છે.'

આમ કહીને વિભીષણ સભા છોડીને ચાલ્યો. તેની સાથે રાવણના ચાર મંત્રીઓ પણ ચાલ્યા. બધાંને થયું: 'મૂઆ, પાંચ દ્રોહીઓ ગયા તો! ઠીક થયું!'

આ વખતે રામે વાનરસેના સાથે દરિયાકાંઠે પડાવ કર્યો હતો અને સમુદ્ર ઓળંગવા માટે શું કરવું તે વિચારતા હતા. એટલામાં સુગ્રીવે આવીને કહ્યું: 'મહારાજ, પાંચ

રાક્ષસોને બાંધીને અહીં લાવવામાં આવ્યા છે. તેઓ રાવણની પાસેથી આવ્યા છે.'

રામે તરત જ તેમને પોતાની પાસે લાવવાનું કહ્યું. જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે રામે વિભીષણને પૂછ્યું: 'પાંચમાં તમે મુખ્ય છો. તમે અહીં શા માટે આવ્યા છો, તે કહો.'

વિભીષણે બધી હકીકત કહી બતાવી અને ઉમેર્યું: 'અમે અમારાં ઘરબાર, સગાંસંબંધી, બૈરાંછોકરાં, માલમિલકત સૌ છોડ્યું છે અને તમારે શરણે આવ્યા છીએ.'

સુગ્રીવે અને બીજાઓએ સલાહ આપી: 'રાક્ષસો કપટી હોય છે. એમનાં કપટને પહોંચી શકાય નહિ. માટે આ લોકનાં વચનમાં વિશ્વાસ મૂકવો નહિ. જોઈએ તો તેમને મારી નાંખો અને મારી નાંખવા ન હોય તો કેદ કરી રાખો.'

પણ રામે કહ્યું: 'શત્રુના પક્ષમાંથી માણસ આપણી પાસે આવે તો તેને આમ તરછોડવા એ બરાબર નથી. એનો જેટલો લાભ લેવાય તેટલો લાભ લેવામાં સાચું ડહાપણ છે. વળી રામ કદી શરણાગતને નિરાશ કરતો નથી. આ તો વિભીષણ છે, પણ ખુદ રાવણ શરણ શોધતો આવે તો તેનો પણ હું તો સત્કાર જ કરું.'

આમ કહીને તેમણે વિભીષણને કહ્યું: 'તમે રાવણના સહોદર છો—રાક્ષસ છો, છતાં હું તમારા પર પૂરો વિશ્વાસ મૂકું છું. મારા સલાહકારોની સલાહને અવગણીને હું તમારામાં વિશ્વાસ મૂકું છું. તમે શરણ શોધો છો; એ શરણ

તમને અહીં મળશે. ભાઈ વિભીષણ, આજથી તમે મને આ લક્ષ્મણ અને આ સુગ્રીવ જેવા છો; આજથી તમે મારા પ્રિય સખા છો. તમે કોઈ જાતના અંદેશા સિવાય અહીં ખુશીથી રહો અને અમારે મૈથિલી પાછી મેળવવા કેમ કરવું તે જણાવો.'

પછી રામે લક્ષ્મણને કહ્યું: 'લક્ષ્મણ, આપણે તો વિભીષણને જ રાક્ષસરાજ લંકેશ્વર ગણીએ છીએ. માટે હમણાં જ તેમનો લંકાપતિ તરીકે અભિષેક કરો.'

રામની આજ્ઞાથી તરત જ, ત્યાં ને ત્યાં, વિભીષણનો લંકાપતિ તરીકે અભિષેક કરવામાં આવ્યો. વાનરસેનાએ જયઘોષ કર્યો: 'લંકાપતિ વિભીષણનો જય!'

હવે વિભીષણે રામને રાવણના બલાબલનો સંપૂર્ણ ખ્યાલ આપ્યો.

૨

## યુદ્ધની તયારી

અત્યાર સુધી બધું ઠીકઠાક ચાલ્યું હતું; પણ મુશ્કેલી તો હવે આવી. હનુમાન જેવો એકલદોકલ મહાવીર સમુદ્ર ઓળંગી શકે. પણ આખી વાનરસેના સમુદ્ર કેવી રીતે

ઓળંગે ? આ સંબંધી રામે સુગ્રીવ વગેરેની સાથે મસલત કરી, પણ દરિયો ઓળંગવાની યોજના કોઈ બતાવી શક્યું નહિ. છેવટે તેમણે સમુદ્રના દેવ વરુણની પ્રાર્થના કરી. છતાં સમુદ્રે માર્ગ આપ્યો નહિ. એટલે રામે ઉશ્કેરાઈ જઈને સમુદ્રને શોષી દેવા માટે ધનુષબાણનો ઉપયોગ કરવા ધાર્યું. ધનુષ પર જેવું અમોઘ બાણ સંધાયું કે ભયભીત થયેલા સમુદ્રદેવે રામની પાસે આવીને કહ્યું : 'મહારાજ, આમ ગુસ્સો શા માટે કરો છો ? પાણીએ કદી એમ ને એમ માર્ગ આપ્યાનું સાંભળ્યું છે ? પાણી ઓળંગવા માટે તો સેતુ બાંધવો જોઈએ. તમારી પાસે નલ વાનર છે. એ સેતુ બાંધવાની કળા જાણે છે, કારણ કે એ વિશ્વકર્માનો પુત્ર છે. માટે તમે તેની પાસે પથ્થર અને લાકડાંનો પુલ બંધાવરાવો.'

સમુદ્રનું વચન સાંભળીને રામે તેનો આભાર માનીને કહ્યું : 'મેં ધનુષ પર બાણ ચડાવ્યું છે. એટલે આ બાણ મારે મૂકવું જ જોઈએ. ચડેલું બાણ એમ ને એમ ન જ ઊતરે. કહો, મારે આ બાણ ક્યાં તાકવું ?'

સમુદ્રે તેમને એ બાણ, જ્યાં અત્યારે મરુ દેશ છે ત્યાં મારવાનું કહ્યું. બાણના પડવાથી તે સ્થળનું પાણી શોષાઈ ગયું અને એ પ્રદેશ મરુભૂમિ બન્યો.

હવે રામે નલને બોલાવીને સમુદ્ર પર સેતુ બાંધવાનો હુકમ કર્યો. તરત જ વાનરો પથ્થર, વૃક્ષો વગરે લાવવા મંડી પડ્યા અને નલે તે વડે પુલ બાંધવા માંડ્યો. પુલ તૈયાર થઈ ગયો એટલે સકલ વાનરસેના સાથે રામે સમુદ્ર ઓળંગ્યો.

સામે કિનારે જઈને સુગ્રીવે ને લક્ષ્મણે સેનાને વ્યવસ્થિત ગોઠવી દીધી. પછી રામ મુખ્ય વાનરોને અને વિભીષણને લઈને હેમકૂટ પર ચડ્યા. ત્યાંથી વિભીષણે રામને સમસ્ત લંકાનગરી બતાવી. રાવણનો મહેલ, તેનો દરબાર, તેની સેનાને રહેવાની જગાઓ, તેનાં શસ્ત્રાગારો વગેરે તેણે રામને બતાવ્યું. રાવણની આ અદ્દભુત લંકા, તેની આસપાસ વીંટાયેલો મજબૂત કોટ વગેરે જોઈને રામને ખૂબ આનંદ થયો. અમરાવતી પણ આવી નહિ હોય, એમ તેમને લંકા જોતાં થઈ ગયું.

હવે લંકાનું પૂરેપૂરું નિરીક્ષણ કરીને રામે સમસ્ત સેનાને લંકાની આસપાસ ગોઠવી દીધી. પછી તેમણે એક વિચારસભા બોલાવી. ઘણા વિચારને અંતે નક્કી થયું કે શત્રુની સાથે એકદમ યુદ્ધ ન કરતાં તેને સમજાવીને સમાધાની કરવા માટેનો છેલ્લો પ્રયત્ન કરી જોવો. આમ કરવામાં જ રાજાનું સાચું રાજાપણું છે. માટે રામે અંગદને વિષ્ટિ-દૂત તરીકે મોકલવાનું નક્કી કર્યું. તેમણે તેને કહ્યું: 'કુમાર અંગદ, તમે આવા કામ માટે પૂરતા ચતુર અને કુશળ છો એમ અમે માનીએ છીએ. તમે રાવણને જઈને સમજાવજો ને મારીવતી કહેજો: 'રાક્ષસરાજ, મૂર્ખાઈ છોડી દો; હજી પણ સીતા પાછી સોંપી દો. હું નાહકનો હત્યાકાંડ કરવા માગતો નથી. માટે તમને આ છેલ્લું કહેણ મોકલાવું છું. છતાં તમે તમારો દુરાગ્રહ નહિ જ છોડો, તો મારે તમારી સાથે લડવું પડશે ને તમારા કુલનો તેમ જ સમસ્ત રાક્ષસકુલનો મારે સંહાર કરવો પડશે. લડવાથી બંને પક્ષનાં સેંકડો માણસોનો નાશ થશે.

આ બધું તમારા દુરાગ્રહને લીધે થશે, માટે સીતા પાછી સોંપો અથવા લડવા તૈયાર થઈ જાઓ.'

રામનો સંદેશો લઈને અંગદ રાવણ પાસે ગયો. રાવણે તેનું કહેવું ડાહ્યાડમરા થઈને સાંભળ્યું. પણ જ્યાં અંગદ પૂરું કરી રહ્યો, ત્યાં તો રાવણના રોષનો પાર ન રહ્યો. તે બોલી ઊઠયો: 'મૂર્ખ અંગદ, શું કરું? તું દૂત છે, નહિ તો મેં અહીં જ તને પૂરો કર્યો હોત! તારા રામને જઈને કહેજે કે રાવણે જ્યારે સીતાને ઉપાડી ત્યારે જ તેણે તેનાં પરિણામોની ગણતરી કરી લીધી હતી. એને કહેજે કે ચૌદ વર્ષથી રાજપાટ છોડીને તેં વનમાં ભટકી-ભટકીને, ભીખ માગીને પેટ ભર્યું છે, તેથી તને રાજધર્મનું ભાન પણ નથી રહ્યું. ક્ષત્રિય ભીખ ન માગે. ભીખ માગવાથી સીતા પાછી નહિ મળે.'

રાવણનાં અપમાનભર્યાં વચન અંગદથી ન સહેવાયાં તેથી તેણે તેને તીખાં વચન સંભળાવ્યાં. તરત જ રાવણે તેને બાંધવાનો હુકમ આપ્યો. એને બાંધવા માટે રાક્ષસો તેને હાથેપગે વળગી પડ્યા. એટલે અંગદે હુંકાર કરીને કૂદકો માર્યો. બિચારા રાક્ષસો ઊંચે જઈને ટપોટપ નીચે પડ્યા ને સારી પેઠે પછડાયા. અંગદ તો એક છાપરેથી બીજે છાપરે એમ કૂદતોકૂદતો વાનરસેનામાં ચાલ્યો ગયો.

## યુદ્ધ—૧

અભિમાનથી આંધળો થયેલો રાવણ લડ્યા સિવાય માનવાનો જ નથી એમ સમજી જઈને રામે યુદ્ધનાદ કરવાનો હુકમ આપ્યો. એકદમ રણનાદ ઊઠ્યો. જાણે સાતે ય સમુદ્ર કે બારે ય મેઘ એકસાથે ગાજી ઊઠ્યા.

વાનરોનો રણનાદ સાંભળીને રાવણે પોતાની રાક્ષસ-સેના તૈયાર કરી. તેના મોટામોટા સેનાપતિઓ અને ઇન્દ્રને જીતનાર યુવરાજ ઇન્દ્રજિત યુદ્ધે ચડ્યા. આખો દિવસ યુદ્ધ ચાલ્યું. કોઈ કોઈથી ગાંજ્યું જતું નહોતું. ઘડીમાં વાનરો જોર પર આવતા, તો ઘડીમાં રાક્ષસો જોર પર આવતા. આમ આખો દિવસ ચાલ્યો ગયો. આખરે કાળરાત્રિ જેવી રાત્રિ આવી. રાક્ષસો તો બડા કપટી, પૂરા માયાવી અને તેમાં ઇન્દ્રજિત તો પૂરો પહોંચેલો. રાત તો રાક્ષસોના બાપની. તેઓ તો નિશાચર, એટલે રાત આવતાં તેમનો હર્ષ વધ્યો. ઇન્દ્રજિતે અંતરિક્ષમાં જઈને બાણો વરસાવવા માંડ્યાં. આથી આખી વાનરસેના ગભરાઈ ગઈ. રામ અને લક્ષ્મણ પણ મૂંઝાયા. પછી ઇન્દ્રજિતે બે તીક્ષ્ણ બાણ મૂકીને રામને અને લક્ષ્મણને પાડ્યા. જાણે પ્રાણ નીકળી ગયા હોય, તેમ બંને જમીન પર પડ્યા. ઇન્દ્રજિતને થયું

કે રામ ને લક્ષ્મણ બંને મર્યા છે. તેથી તે હર્ષનાદ કરતો લંકામાં પાછો ગયો. રાવણે અને નગરજનોએ યુવરાજને સત્કાર્યો.

હવે રાવણે સીતાને પુષ્પક વિમાનમાં બેસાડીને જ્યાં રામલક્ષ્મણ પડ્યા હતા ત્યાં મોકલી. સાથે ત્રિજટા નામની રાક્ષસી હતી. સીતાની ચોકી કરવા માટે મૂકેલી સર્વ રાક્ષસીઓમાં ત્રિજટા કંઈક ઠીક હતી. સીતાની સાથે સતત રહેવાથી, તેને સીતાને માટે કંઈક લાગણી થઈ હતી. તેથી તે ઘણીવાર સીતાને સાન્ત્વન આપતી.

જ્યારે સીતાએ આકાશમાં રહ્યેરહ્યે રામલક્ષ્મણને મૃતવત્ પડેલા જોયા, ત્યારે તેણે પુષ્કળ વિલાપ કર્યો. એને પોતાની જ જાત પર ઘૃણા ઉત્પન્ન થઈ. તે બોલી: 'હતભાગી સીતા, તારે લીધે કમળ જેવા કોમળ રામને વનવન રખડીને, લંકામાં આવીને, રાક્ષસોનાં બાણોથી વીંધાઈને આ રાક્ષસભૂમિમાં દેહત્યાગ કરવો પડ્યો! અને છતાં તું જીવતી છે! શું રામનો ને લક્ષ્મણનો જીવ લેવા માટે જ તું જન્મી હતી?'

સીતાને યદ્વાતદ્વા લવતી સાંભળીને ત્રિજટાને તેની દયા આવી અને તે બોલી: 'સીતા, તું શા માટે આમ નાસીપાસ થાય છે? દેખતી નથી કે રામલક્ષ્મણ જીવે છે? એમના ગાલ પર રતાશ છે, હોઠ પર લાલાશ છે અને મોંની કાન્તિ જેવી ને તેવી જ છે? મને આવી મૂર્છાનો ઘણો અનુભવ છે. હું તને શપથપૂર્વક કહું છું કે બંને જીવે છે અને પેલા સુષેણના ઉપચારથી તેઓ થોડીવારમાં બેઠા થશે. માટે તું કલ્પાંત કરવું છોડી દે.'

આમ સીતાને આશ્વાસન આપીને તે તેને અશોક-વનમાં પાછી લઈ ગઈ. રાવણે તો ધારેલું કે રામ મરી ગયા છે એમ માનીને સીતા મારી માગણીનો તરત જ સ્વીકાર કરશે. પણ સીતાએ તો રાવણને હમેશની જેમ આજે પણ તરછોડ્યો જ.

રામલક્ષ્મણ મરી ગયા છે એ ભ્રમમાં રાક્ષસો લંકામાં આનંદોત્સવ કરતા હતા. તેવામાં તેમના કાનને ચીરી નાંખતો વાનરોનો રણનાદ આવ્યો. રામ અને લક્ષ્મણની મૂર્છા વળી હતી અને તેમણે વાનરસેનાને પુનઃ વ્યૂહમાં ગોઠવી હતી. આ રણનાદ સાંભળીને રાક્ષસોના પેટમાં તેલ રેડાયું. રાવણે તરત જ દૂતો મોકલીને ગર્જનાનું કારણ જાણી લીધું.

હવે તેણે પોતાના સેનાપતિઓને અને પ્રધાનોને એક પછી એક એમ યુદ્ધમાં મોકલ્યા અને એક પછી એક એમ બધાય તેમાં ખપી ગયા. એટલે તેણે કુંભકર્ણના પુત્રોને મોકલ્યા. તે પણ તેમાં હોમાઈ ગયા.

હવે સેનાને દોરી શકે એવા રહ્યા માત્ર ત્રણ જણ: રાવણ પોતે, તેનો જ્યેષ્ઠ પુત્ર યુવરાજ ઇન્દ્રજિત અને વચલો ભાઈ કુંભકર્ણ. રાવણ કંઈક નિરાશ તો થયો; પણ તેને કુંભકર્ણના અજેયપણામાં પૂરો વિશ્વાસ હતો. તેથી તેણે હવે તેને યુદ્ધમાં મોકલવાનો વિચાર કર્યો.

૪

# યુદ્ધ—૨

કુંભકર્ણ તો બડો ઊંઘણસી. આખી દુનિયાની ઊંઘ એને વરેલી. એ છ માસ ઊંઘે અને પછી એક દિવસ જાગે. એ જ્યારે જાગે ત્યારે આહારનો પર્વત જેવડો ઢગલો ઉડાવી જાય. કેટલા ય પાડા—બકરાં, કેટલા ય દારૂના ઘડા ને કેટલાં ય પકવાનો તેના પેટમાં પુરાઈ જાય. એની કાયા પણ મહાજબરી. પર્વતના શિખર જેવડું એનું માથું ને મોટી ગુફાઓ જેવાં એનાં નાક. એ જ્યારે શ્વાસ લે ત્યારે પશુ-પક્ષીઓ શ્વાસના જોરે તેના નાકમાં પેસી જાય અને જ્યારે શ્વાસ બહાર કાઢે ત્યારે દૂરદૂરનાં ઝાડ પણ ધ્રૂજી ઊઠે.

એ જ્યારે ઊંઘમાં પડે, ત્યારે કોઈ રીતે જાગે નહિ. હજી એની ઊંઘને છ માસ પૂરા થવાની વાર હતી. તેથી તેને શી રીતે જગાડવો એ મોટી ચિંતાની બાબત હતી. રાવણે નગરનાં બધાં ઢોલ અને ભેરીઓ ભેગાં કરીને વજડાવ્યાં; પણ કુંભકર્ણનું રૂંવું ય ફરક્યું નહિ. તેણે હાથીઓ પાસે ચિત્કાર કરાવ્યા અને તોપોની ગર્જનાઓ કરાવી; પણ કુંભકર્ણે આળસ સરખી ય મરડી નહિ. વળી તેણે મોટા-મોટા ભાલા તેના શરીરમાં ઘોચાવ્યા, છતાં કુંભકર્ણ જાગ્યો નહિ. આખરે જ્યારે રાવણે તેના શરીર પર હાથી, ઘોડા,

ઊંટ, પાડા વગેરે દોડાવદોડાવ કર્યાં, ત્યારે તેની ઊંઘ કંઈક ઓછી થઈ. ત્યારે તેણે આળસ મરડી, બગાસું ખાધું, આંખ ચોળી અને ઊંચું જોયું.

હવે ધીમેધીમે તે બેઠો થયો. તરત જ રાવણના સેવકોએ તેને યથેચ્છ ખાવાનું આપ્યું. જ્યારે ખાઈપીને તે તૃપ્ત થયો, ત્યારે તેણે રાવણને પૂછ્યું : 'મોટાભાઈ, એવી તે શી વિપત્તિ આવી પડી છે કે તમારે મને કાચી ઊંઘમાંથી જગાડવો પડ્યો ?'

રાવણે બધી વાત કહી. એટલે તેણે ડોકું ધુણાવતાં કહ્યું : 'રાવણ, તમે સીતાને લાવીને નાહકની પીડા ઊભી કરી છે, પેટ ચોળીને શૂળ ઊભું કર્યું છે. રાક્ષસકુલનું શું થશે એ હું કહી શકતો નથી. ખેર, હવે જ્યારે યુદ્ધ તો મંડાઈ જ ગયું છે, ત્યારે હવે બીજો કોઈ માર્ગ નથી. મારાં શસ્ત્રાસ્ત્ર લાવો. આજે હું સમસ્ત બળ અજમાવીશ. આજે કાં તો રામ નહિ કે કાં તો હું નહિ.'

હવે કુંભકર્ણ રાક્ષસસેના લઈને યુદ્ધે ચડ્યો. લંકાનો કોટ ફલંગ માત્રથી ઓળંગ્યો. કોટની આ બાજુનો પગ ઉઠાવીને તેણે પેલી બાજુ મૂક્યો. હિમગિરિના શૃંગ જેવા કુંભકર્ણને આવતો જોઈને કેટલાય વાનરો ભનભીત થઈ ગયા, ઘણાય નાસવા મંડી પડ્યા, ઘણાય તેના પગ નીચે ચગદાવા લાગ્યા અને સેંકડોને તે ગળી ગયો.'

કુંભકર્ણને વાનરસેનાનો કચ્ચરઘાણ કાઢતો જોઈને અને વાનરસેનાને છિન્નભિન્ન થતી નિહાળીને રામે તેના

ઉપર દિવ્ય બાણો મૂક્યાં અને તેના હાથ, પગ વગેરે અવયવો છેદીને છેવટે મસ્તક પણ ઉડાવી દીધું. આથી ગતપ્રાણ થઈને રાક્ષસ ભોંય પર પડ્યો.

કુંભકર્ણ પર રાવણની આશાનો મોટો મદાર હતો. તેને રણમાં હણાયેલો સાંભળીને ઘડીભર તો રાવણના હોશકોશ ઊડી ગયા. પોતાનો વિનાશ તેને સામો ઊભેલો દેખાયો. પણ હવે પાછું પગલું ભરાય એવું નહોતું. પકડેલું મૂક્યા સિવાય બીજો આરો નહોતો. સર્વસ્વનો નાશ થાય તો ભલે, પણ માનભંગ થઈને સીતા પાછી સોંપવી એ તો રાવણથી ન જ બને!

તેણે ઇન્દ્રજિતને કહ્યું: 'બેટા, હવે તું જ મારું સર્વસ્વ છે. મને પૂર્ણ શ્રદ્ધા છે કે તું રણમાં વિજય મેળવશે જ.'

પિતાને પગે લાગીને ઇન્દ્રજિત ચાલ્યો. સીધેસીધો લડવા જવાને બદલે તે એક ગુફામાં ગયો. અહીં તે એક અપૂર્વ સાધના કરવા બેઠો. વિભીષણને ખબર હતી કે જો ઇન્દ્રજિત આ સાધના પૂરી કરે તો તે જિતાય જ નહિ. તેથી તેણે રામને કહ્યું: 'મહારાજ, મારી સાથે લક્ષ્મણને મોકલો. અમારે સેનાની જરૂર નથી. ઇન્દ્રજિત અત્યારે અમુક સાધના સાધવા બેઠો છે. આ સાધના પૂરી થઈ તો આપણું બધાનું આવી બન્યું જ જાણજો. પણ જો તે પૂરી ન થાય, તો તેને હરાવી શકે એવા માત્ર લક્ષ્મણ જ છે. માટે હું ને લક્ષ્મણ તેની પાસે જઈશું. લક્ષ્મણ તેને દ્વંદ્વ યુદ્ધનું આહ્વાન કરશે.'

રામે વિભીષણ અને લક્ષ્મણને આશીર્વાદ આપીને વિદાય કર્યા. તેમણે ઇન્દ્રજિત પાસે જઈને દ્વંદ્વનું આહ્વાન કર્યું. એટલે સાધનાનું કામ પડતું મૂકીને તે લડવા તૈયાર થયો. લક્ષ્મણ અને ઇન્દ્રજિતનું અભૂતપૂર્વ યુદ્ધ થયું. બંને એકબીજાને પૂરા પડે તેવા હતા. દેવોના રાજાને જીતવાનું જે અભિમાન ઇન્દ્રજિતને હતું તે આજે ગરી ગયું. લક્ષ્મણને પોતાના બાહુબળનું જે અભિમાન હતું તે પણ ગરી ગયું. છેવટે તેણે ધનુષ પર બાણ સાંધીને કહ્યું: 'મેં અનન્ય ભાવથી રામની સેવા કરી હોય અને વનવાસનાં બારેય વર્ષ અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હોય, તો તે તપના પુણ્યે કરીને મારા આ બાણથી ઇન્દ્રજિતનો વધ થજો!' તરત જ વીજળીવેગે બાણ છૂટયું અને ઇન્દ્રજિતનું માથું ઊડી ગયું! વાનરસેનામાં હર્ષનાદ થયો ને રાક્ષસસેનામાં સનસનાટી ફેલાઈ!

પુત્રના મરણના સમાચાર સાંભળીને રાવણ અંતે આવ્યો. હવે તે રણમાં ધસ્યો. રાક્ષસસેના આવે છે કે નહિ એ જોવા પણ તે ન રહ્યો. તેની અધીરાઈ વધી પડી હતી. જીવવામાં તેને રસ રહ્યો નહોતો. આ પાર કે પેલે પાર એ સિવાય બીજો કોઈ વિચાર તેના મગજમાં રહ્યો નહોતો.

તે વાનરસેનાને ઘાસની જેમ કાપતોકાપતો લક્ષ્મણ પાસે પહોંચ્યો. પુત્રને હણનાર વેરવીને જોતાં રાવણની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તેણે લક્ષ્મણ પર દિવ્યશક્તિ મૂકી. તેના વજ્રાઘાતથી લક્ષ્મણ મરણતોલ થઈને નીચે પડ્યો.

લક્ષ્મણને મરી ગયેલો જાણીને રામ બેબાકળા થઈ ગયા. તે લડવાનું મૂકીને વિલાપ કરવા લાગ્યા: 'અરે

લક્ષ્મણ, તારા વિના હું શી રીતે જીવીશ ? અયોધ્યા જઈને સુમિત્રાબાને શું મોં બતાવીશ ? હવે વૈદેહી પાછી મળે તો ય શું ને ન મળે તો ય શું ?'

પણ સુષેણે કહ્યું : 'રામ, આવાં ગાંડાં શાં કાઢો છો ? લક્ષ્મણ માત્ર મૂર્છા જ પામ્યા છે. ગન્ધમાદન પર્વત પરથી સંજીવની ઔષધિ આવે તો લક્ષ્મણ તરત જ સાજા થઈ જાય.'

હનુમાન ગન્ધમાદન પર્વત જ ઉપાડી લાવ્યો અને સુષેણે લક્ષ્મણને સાજા કરી દીધા. પછી તો સમસ્ત વાનર-સૈન્યને પણ સાજુંતાજું બનાવી દેવાયું. કોઈને રોગદોગ કાંઈ રહ્યું જ નહિ.

હવે રામરાવણ સામસામે આવી ગયા. જાણે બે સિંહ, બે સૂર્ય કે બે ઇન્દ્ર સામસામે આવ્યા. રામે પ્રતિજ્ઞા કરી : 'રાવણ નહિ કે હું નહિ.' દેવદાનવોએ નહિ જોયેલું કે નહિ સાંભળેલું એવું આ યુદ્ધ હતું. સૂર્ય થંભી ગયો, વાયુ સ્થિર થઈ ગયો, દેવો અંતરિક્ષમાં રહીને જોઈ રહ્યા. વાનરસેના ને રાક્ષસસેના લડવાનું વીસરીને રામરાવણનું યુદ્ધ જોઈ રહી.

રાવણ કોઈ રીતે મરાતો જ નથી, એ જોઈને રામે અગસ્ત્યના આપેલા વૈષ્ણવી ધનુષ પર બ્રહ્મદત્ત બાણ ચઢાવીને કહ્યું : 'હું આજ સુધી એકવચની, એકપત્નીવ્રતવાળો અને એકબાણવાળો રહ્યો હોઉં તો મારા આ બાણથી રાવણનો વધ થાય.' પ્રલયકાળ જેવું રામનું બાણ વીજળી-વેગે ચાલ્યું. રાવણનાં દશે ય મસ્તક છેદાઈ ગયાં.

રાક્ષસસેનામાં હાહાકાર થઈ રહ્યો. વાનરસેનામાં જય-ઘોષ થયો. રામરાવણનું યુદ્ધ પૂરું થયું !

## ૫

# મિલન

રાવણ રણમાં પડ્યો, એટલે રાક્ષસસેના છિન્નભિન્ન થઈને ભાગી ગઈ. થોડીક વારે રાવણની સ્ત્રી મંદોદરી આવી. વિભીષણ તો ત્યાં હતો જ. છાતી પથ્થર જેવી કરીને તે સ્વબાંધવોનો સંહાર થતો સગી આંખે જોઈ રહ્યો હતો. પણ જ્યારે પોતાના કુલનો છેલ્લો પ્રતીક જ્યેષ્ઠ ભાઈ રાવણ મરાયો ત્યારે તેનું ધૈર્ય પરવારી ગયું. રાવણના શબ પાસે બેસીને તેણે છૂટે મોંએ રોવા માંડ્યું. મંદોદરીએ આવીને પણ અનેક રીતે વિલાપ કરવા માંડ્યો. પણ રામે એ બધાંને આશ્વાસન આપીને કહ્યું: 'શાન્ત થાઓ. જે થયું તે ના થયું થનાર નથી. રાવણ જીવતો હતો ત્યાં સુધી મારો વેરવી હતો, પણ હવે તે વિભીષણનો જેવો ભાઈ, તેવો મારો પણ ભાઈ. માટે તેના મોભાને છાજે તેવી તેની ઉત્તરક્રિયા કરો.'

રામના કહેવા મુજબ રાવણની ઉત્તરક્રિયા કરવામાં આવી. પછી રામે લક્ષ્મણને અને સુગ્રીવને કહ્યું: 'તમે આપણી સમસ્ત વાનરસેના સાથે લંકામાં જઈને રાવણની જગાએ હવે વિભીષણનો રાજ્યાભિષેક કરો.'

એટલે તેમણે લંકામાં જઈને વિભીષણને લંકાના રાજા બનાવ્યા. વિભીષણે સર્વ વાનરોને હીરા, માણેક, મોતી,

સુવર્ણ, વસ્ત્રાલંકારો વગેરે ભેટ કર્યાં. બધે આનંદઆનંદ છવાઈ ગયો.

હવે રામે હનુમાનને કહ્યું : 'વત્સ હનુમાન, આપણા કુશળ સમાચાર વૈદેહીને આપો અને તેનો જે કંઈ સંદેશો હોય, તે લઈ આવો.'

તરત જ હનુમાને અશોકવનમાં જઈને સીતાની પાસે સૌ સમાચાર કહી સંભળાવ્યા. રામનો વિજય થયો અને હવે પોતે પતિને મળી શકશે એ વિચારથી સીતાને હર્ષાશ્રુ આવ્યાં. તેણે કહ્યું : 'હનુમાન, તમે કેટલી સરસ વધામણી ખાધી છે! તમને હું શું આપું? મારી પાસે આવે સમયે કંઈ નથી. લો, આ મોતીની માળા છે, એ કંઠમાં ધારણ કરો.' એમ કહીને સીતાએ તેને મોતીની માળા પહેરાવી. પછી તેણે રામને કહેવરાવ્યું : 'હવે વિલંબ કેમ કરો છો? મારી આંખો તમારાં દર્શન કરવા આતુર છે. મારે ઝટપટ તમારી પાસે આવવું છે.'

હનુમાને રામ પાસે જઈને સીતાની ઇચ્છા જણાવી. એકદમ રામ ઊંડા વિચારમાં પડી ગયા. કેટલીક વારે ધ્યાનમાંથી જાગતા હોય તેમ તેમણે વિભીષણને કહ્યું : 'રાક્ષસરાજ, સ્નાન કરીને શુભ વસ્ત્રાલંકારથી સજ્જ થયેલી વૈદેહીને મારી પાસે લઈ આવો.'

થોડીવારમાં રામની સામે વૈદેહી આવીને ઊભી. એણે શુભ વસ્ત્રાલંકાર ધારણ કર્યાં. બાર માસે પતિને મળતી વખતે તેના હૃદયમાં શું થયું હશે? લજ્જાથી નીચું ઘાલીને તે ઊભી રહી. જોતાંવેંત જ રામ તેને પ્રેમવચનથી બોલાવશે

એમ તેણે ધારેલું. પણ રામે તો તેને બોલાવી નહિ. એ તો ગંભીર મોંએ તેના તરફ જોઈ રહ્યા. તેમની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. સૌ સુહૃદજનો વિસ્મયથી રામની સામે તાકી રહ્યાં.

આખરે મેઘના જેવી ધીર, ગંભીર વાણીએ રામે કહ્યું: 'દેવી વૈદેહી, તું મારી સાચી સહધર્મચારિણી છે. તારા હૃદયમાં મારા સિવાય અન્યને સ્થાન નથી, એ હું સારી રીતે જાણું છું. અગ્નિમાં ઠંડી હોવાની શંકા આવી શકે, પણ તારા પાતિવ્રત્યમાં કલંક હોવાની શંકા મને ન જ આવે. પણ, પ્રિય દેવી, હું શું કરું? લોકોનું હૃદય મારા હૃદય જેવું નથી. રાવણ જેવા કામાંધના ઘરમાં બાર માસ રહેવાથી લોકો તારી પવિત્રતા સંબંધી શંકા કરવાના. માટે લોકોની ખાતર હું તારો સ્વીકાર કરી શકતો નથી. રામની સ્ત્રીને લેનારની શી દશા થાય છે, એ મારે દુનિયાને બતાવી આપવું હતું, તે મેં બતાવી આપ્યું છે. રઘુવંશની કીર્તિને લાગેલી ઝાંખપ મેં રાવણને રોળીને દૂર કરી છે પણ તને પાછી સંઘરીને રઘુવંશને કલંક નહિ લાગવા દઉં. હાય, દેવી શું કરું? આ શબ્દો બોલતાં કાળજું ફાટી જાય છે. હજારો વીંછીના ડંખ એકસાથે વાગ્યા હોય તેવી વેદના થાય છે. પણ નિરુપાય છું. માટે દેવી! જનકરાજકુમારી! તને તારી મરજીમાં આવે ત્યાં જવાની છૂટ છે.'

આ અણધાર્યા શબ્દો સાંભળીને સમસ્ત મંડળ સ્તબ્ધ થઈ ગયું. સીતાના માથા પર જાણે વજ્ર તૂટી પડ્યું. તેને પૃથ્વી ચગડોળે ચડેલી લાગી. તેનું મસ્તક ભમવા માંડ્યું. તે નિઃશ્વાસ નાંખતી જમીન પર બેસી પડી.

વિભીષણ, સુગ્રીવ, લક્ષ્મણ, હનુમાન વગેરેએ સીતાનો સ્વીકાર કરવા માટે રામને ઘણું સમજાવ્યા. પણ તે એકના બે ન જ થયા. સીતાએ આજીજીભર્યા અનેક કાલાવાલા કર્યા; અનેક દલીલો રજૂ કરી; પણ રામના દિલને તેની કંઈ અસર ન થઈ.

છેવટે સીતાએ લક્ષ્મણ તરફ જોઈને કહ્યું : 'વીરા લક્ષ્મણ, તમારા વગર ભાભીને આ વિષમ દશામાં કોણ મદદ કરશે ? હું હવે જીવતી છતાં મરેલી છું. મારે જીવીને શું કરવાનું છે ? ક્યાં જવાનું છે ? કોનું શરણ લેવાનું છે ? તમે મારું ભલું ઇચ્છતા હો તો મારે માટે ચિતા ખડકો. હું મારી આ કાયા અગ્નિદેવને સોંપી દઈશ. '

સીતાની આજ્ઞા માથે ચડાવીને લક્ષ્મણે વીલે મોંએ ચિતા રચી અને અગ્નિ પ્રકટાવ્યો. સીતાએ વીર રમણીની છટાથી રામની પ્રદક્ષિણા કરી અને અગ્નિદેવની પાસે જઈ પ્રાર્થના કરી : 'પાપીનાં પાપને ભસ્મ કરનાર અગ્નિદેવ, જો આજ સુધી મારું પાતિવ્રત્ય અખંડિત રહ્યું હોય, મનથી પણ મેં રામ સિવાય અન્યનું અપવિત્ર ભાવે સ્મરણ સરખુંયે ન કર્યું હોય, તો તમે મારા પર કૃપા કરજો અને મને બાળતા ના. ' આમ કહીને તેણે પોતાની જાતને અગ્નિદેવના ખોળામાં મૂકી દીધી. વાનરો ને રાક્ષસો ફાટી આંખે જોઈ રહ્યા. સુહૃદજનોની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. લક્ષ્મણે તો છૂટે મોંએ રડવા માંડ્યું. રામની પણ ધીરજ પરવારી ગઈ. તેઓ ઉન્મત્તની જેમ ભડભડ બળતી ચિતા તરફ જોઈ રહ્યા. સર્વને થયું : 'જાણે હમણાં જ તે ઊડીને ચિતામાં કૂદી પડશે. '

રામ આવા આશયથી ઊહુંઊહું કરતા હતા, તેવામાં અગ્નિની ઝોળોમાંથી સૂર્ય જેવી તેજસ્વી આકૃતિ સીતાને ખોળામાં બેસાડીને બહાર નીકળી. તેણે અતિ ગંભીર સ્વરે કહ્યું: 'વત્સ રામ, હું અગ્નિદેવ, સીતાના પાવિત્ર્યનો સાક્ષી છું. સીતા પરમ વિશુદ્ધ છે. માટે તું તેમનો વિનાસંકોચે સ્વીકાર કર.' આમ કહીને સીતાને રામની પાસે મૂકીને તે અંતર્ધાન થઈ ગયા.

રામે ગદ્‌ગદ કંઠે સર્વ પ્રેક્ષકોને કહ્યું: 'સીતાની પવિત્રતાના તમે બધા સાક્ષી છો. અગ્નિદેવની સાક્ષીથી હું સીતાનો સ્વીકાર કરું છું.'

હવે રામ અને સીતા એકબીજાને ભેટ્યાં. વિયોગનો અસહ્ય તાપ આજે શમ્યો. સર્વત્ર આનંદ છવાઈ ગયો.

હવે રામને એકાએક યાદ આવ્યું કે ચૌદ વર્ષ પૂરાં થવાને વાર નથી. અવધિ પૂરી થયે અયોધ્યા ન જવાય તો ભાઈ ભરત દેહત્યાગ કરશે. તેમણે વિભીષણને કહ્યું: 'એકદમ અયોધ્યા પહોંચી જવાય એવો કોઈ ઉપાય તમારી પાસે છે?'

તરત જ વિભીષણે પુષ્પક વિમાન હાજર કર્યું. સૌ વિમાનમાં બેઠાં. વાનરસેના અને વિભીષણ પણ પોતાનાં મંત્રીઓ સાથે તેમાં બેઠાં. પછી રામની આજ્ઞાથી વિમાન આકાશમાં ઊડ્યું અને અયોધ્યા તરફ ચાલ્યું. માર્ગમાં જેમ-જેમ પરિચિત સ્થાનો આવતાં હતાં, તેમતેમ રામ તે બધાં સ્થાન સીતાને બતાવતા હતા. જ્યારે કિષ્કિન્ધા આવ્યું ત્યારે ત્યાંથી સુગ્રીવ વગેરેની સ્ત્રીઓને પણ રામે વિમાનમાં

બેસાડી લીધી. પછી જોતજોતામાં વિમાન અયોધ્યા પહોંચ્યું.

વિમાનને નીચે ઉતારીને રામે હનુમાનને ભરત પાસે મોકલ્યા. ભરત તો કાગને ડોળે રામના આવવાની વાટ જોતો હતો. રામ આવ્યાના સમાચાર મળતાં જ આખી નગરી, વસિષ્ઠ વગેરે દ્વિજો અને કૌસલ્યા, સુમિત્રા, કૈકેયી વગેરે રાજમાતાઓ હર્ષઘેલાં થઈને દોડ્યાં. સૌ એકબીજાને ભેટ્યાં. સીતા તો કૌસલ્યાના ખોળામાં સમાઈ ગઈ.

હવે ભરતે રામને પગે લાગીને અને ભેટીને કહ્યું: 'મોટાભાઈ, તમારી વતી આજ સુધી રાજ્ય ચલાવ્યું. હવે તમારી થાપણ પાછી લો. મારા માથા પરથી બોજો દૂર થયો. મારી ચિન્તા આજે દૂર થઈ. હવે આજથી તમે રાજા અને હું સેવક.'

પછી દેશદેશના રાજાઓ આવ્યા અને મિથિલાથી વિદેહરાજ પણ આવ્યા. સૌ સમક્ષ રામે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. રામે પ્રજાપાલન એવી ઉત્તમ રીતે કર્યું કે 'રાજ્ય તો રામનું' એમ સર્વ લોકમાં પ્રસિદ્ધ થઈ ગયું. આજે પણ 'રામરાજ્ય'નો આદર્શ પ્રત્યેક રાજા પોતાની સમક્ષ રાખે છે.

**સમાપ્ત**

સ્વ૦ ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળાનું પહેલું પુસ્તક

**પીટર ક્રોપોટકિન કૃત**

# ભૂખમરાનો ઉપાય

સમાજમાં ચારે તરફ દૃષ્ટિ નાખતાં ભૂખમરાથી પીડાતાં ભાઈબહેનોનું ભયંકર દૃશ્ય નજરે પડે છે. એ ભૂખમરાની દશાનાં ચિત્ર, કારણ અને ઉપાય આ પુસ્તકમાં બતાવ્યાં છે.

## : : અભિપ્રાયો : :

" મૂળ રશિયન ઉપરથી અનુવાદિત 'ભૂખમરાનો ઉપાય' દરેક પુસ્તકાલયમાં હોવું જોઈએ. પશ્ચિમમાં પ્રવર્તતા નવા વિચારોને સમજવાને આવા આધારભૂત અનુવાદો અમૂલ્ય છે અને માટે જ સદા આવકાર્ય છે."

**—પ્રો. ડોલરરાય ર. માંકડ**

[ ૧૯૩૬ના ગુજરાતી વાઙ્મયની સમીક્ષા ]

" × × × આ પુસ્તક જોકે દૂર દેશમાં લગભગ બે દાયકાઓ ઉપર પ્રસિદ્ધ થયું હતું, તોપણ આપણા આજના પ્રશ્નોના ઉકેલ સારુ એ ઘણી વિચારપ્રદ સામગ્રી આપે છે."

**—અધ્યાપક જે. સી. કુમારપ્પા**

| અનુવાદક | પૃષ્ઠસંખ્યા | કિંમત |
|---|---|---|
| **શંકરદત્ત પા. શાસ્ત્રી** | ૨૪૪ | ૨–૦–૦ |

પ્રસ્થાન કાર્યાલય : સરદાર વલ્લભભાઈ રસ્તો : અમદાવાદ